


# નાડી ગ્રંથ ભવિષ્ય


પરમ શિવ


સૂર્ય


ચંદ્ર


ગણેશ


ગુરૂ




શુક્ર


મંગળ


શનિ


રાહુ


કેતુ

મૂળ લેખક : વિંગ કમાંડર (નિવૃત્ત) શશિકાંત ઓક

અનુવાદક : મેઘા અનિલ દિવેકર





ડાબો અંગૂઠો
(સ્ત્રી)


જમણો અંગૂઠો
(પુરૂષ)


બુધ

A.N. Murugesan 9821307193

SHRI AGASTHIYA MAHA SHIVA

NAADI (Leaf) Astrological Center

Ramji Ashar Bunglow,
73 Ground Floor, Opp. Pooja Hotel
M.G.Road, Ghatkopar (E), Mumbai - 400 077.

Mobile No.
9820501995 / 9930501995 / 9321241631
9323738109 / 9820872834

# One of the leading Naadi Centers of Mumbai. Thiru. A N Murugesan is an experienced and Dedicated Naadi Astrologer

# નાડીગ્રંથ ભવિષ્ય

પ્રથમ ગુજરાતી આવૃત્તિ



મૂળ લેખક

શ્રી શશિકાન્ત ઓક

સરનામું

વિંગ કમાંડર (નિવૃત્ત) : એ-૪૪૦૪, ગંગા હેમ્લેટ સોસાયટી,

વિમાનનગર, પુણે-૪૧૧૦૧૪. (મો.) ૦૯૮૮૧૯૦૧૦૪૯

: સહજાનંદ માર્કેટિંગ પ્રા. લિ.

પ્રથમ ગુજરાતી પ્રકાશન

પ્રકાશક સરનામું

: ૭૦૫, સ્ટર્લિંગ સેન્ટર, આર. સી. દત્ત રોડ,

અલકાપુરી, વડોદરા, ગુજરાત. કોનો તા ૧૫૫૮૦૦

(મો.) ૦૯૮૨૫૦૪૪૭૯૮

ગુજરાતી અનુવાદ

: મેઘા અનિલ દિવેકર સરનામું

: ૧, શ્રીરંગ સોસાયટી, ફતેહનગર,

પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૧, (ફોન) ૦૭૯-૨૬૬૩૦૮ ૨૦

(મો.) ૦૯૩૨૭૦ ૫૬૨૨૧

મુદ્રક

: દુર્ગા પ્રિન્ટરી, અમદાવાદ. (ફોન) ૦૭૯-૨૫૫૦૨૬૨૩

નાડીગ્રંથ ભવિષ્ય

## પ્રકાશકના બે બોલ...

નાડીગ્રંથ ભવિષ્ય અંગેના શ્રી શશિકાંતભાઈ ઓકના પુસ્તકની આ પ્રથમ ગુજરાતી આવૃત્તિ પ્રકાશિત કરતાં મને ખૂબ જ આનંદ થાય છે. શ્રી શશિકાંતભાઈ ઓક નિવૃત્ત વિંગકમાંડર છે. તેમની અને મારી ઓળખાણ ઈ.સ. ૨૦૦૬માં થઈ હતી.

નાડીગ્રંથ ભવિષ્યમાં અમને બન્નેને ખૂબ રસ છે, અને પ્રાચીન મહર્ષિઓ પ્રત્યે ભારોભાર આદર છે.

અમને બન્નેને નાડીગ્રંથ ભવિષ્યના અદ્‌ભુત અનુભવો થયેલા છે. માર્ગદર્શન પણ મળેલું છે. મુશ્કેલીઓમાં સાચું માર્ગદર્શન મેળવવા ઈચ્છતા સહુ કોઈને આ પુસ્તકમાંની માહિતી જરૂર ઉપયોગી નીવડશે. નાડીભવિષ્યમાં, શાંતિદીક્ષા પરિહારમાં નવગ્રહોના મંદિરોની જાત્રા જરૂરી હોય છે. તેથી એ અંગે આ પુસ્તકમાં ખાસ માહિતી આપવામાં આવી છે.

નાડીગ્રંથશાસ્ત્રીઓનાં સરનામાં પણ આપવામાં આવ્યાં છે. નવગ્રહ મંદિરોનો નકશો પણ આપવામાં આવ્યો છે, જેથી કરીને યાત્રા-પ્રવાસનું આયોજન કરવામાં સુગમતા રહે.

ત્રિકાળજ્ઞાની મહર્ષિઓના ચરણોમાં આ સેવા સાદર સમર્પિત.

નીલેશ ત્રિવેદી

ફર્મ : સહજાનંદ માર્કેટિંગ પ્રા. લિ.

# પ્રકરણ ૧

# શ્રી અગસ્ત્ય નાડીનો પ્રથમ અનુભવ

આજનો જમાનો વિજ્ઞાનયુગનો છે. આ વિજ્ઞાનયુગમાં જો તમને કોઈ તમારા અંગૂઠાની છાપ પરથી તમારું નામ, તમારા માતાપિતાનાં નામ, પતિ અથવા પત્નીનું નામ, જન્મ વર્ષ, તિથિ તથા તમારી ઉંમર પણ સચોટ રીતે કહી આપે, તો તમે એને શું કહેશો ? નાડીગ્રંથના આ ભવિષ્યકથનને 'જાદુઈ ચાલાકી'માં ખપાવશો કે તર્કબુદ્ધિની સીમાઓને પેલે પાર આવેલી શક્તિનું પ્રદર્શન માનશો ?

આ કોઈ જાદુ નથી. અંધશ્રદ્ધા પણ નથી, સાધુબાવાઓની પાછળ પડેલા ભગતગણોની વાત નથી. અંધશ્રદ્ધા નિર્મૂલનવાળાની પણ આમાં ચાંચ ડૂબે તેમ નથી. તો પછી આ શું છે ? જેની સામે બુદ્ધિ દંગ થઈ જાય છે, બધા તર્ક-વિતર્કો નાકામયાબ નીવડે છે, એવું આ ભવિષ્યકથન નાડીગ્રંથોમાં આવેલું છે. પ્રાચીન સમયના ઋષિમુનિઓએ પોતાના દિવ્ય ચક્ષુઓથી જોયેલું અને તેમના શિષ્યોએ અતિશય સાવચેતીપૂર્વક લિપિબદ્ધ કરી રાખેલું આ ભવિષ્યકથન જ્યારે હજારો વર્ષો બાદ યોગ્ય માનવી સુધી પહોંચી જાય છે, ત્યારે નિયતિના આ મહાન કાર્યને સલામ કરવી પડે છે. માનવી વિજ્ઞાનના વિસ્તરેલા ગણાતા ક્ષિતિજો કેટલા સંકુચિત છે, એવો વિચાર આવ્યા વગર રહેતો નથી.

પ્રાચીન સમયના મહામાનવ જેવા ઋષિમુનિઓએ ભવિષ્યકાલીન માનવીઓના જીવનકાળનાં ભવિષ્યો જોયાં અને નોંધી રાખ્યાં. માનવી પોતાને ભાગે આવેલા જીવનને સકારાત્મક દૃષ્ટિથી જોતાં શીખે, એવી જ એમની ભાવના હતી. આવી જાતના લખાણને, ગ્રંથોને નાડીગ્રંથ તરીકે ઓળખવામાં આવે છે. માનવીની જીવનસરિતામાં ઊઠતા સંકટરૂપી વમળોનો સામનો કરવાની શક્તિ તેઓ આપે છે. જીવનની ચડતીપડતીમાં હતાશ થયા વગર નિષ્ક્રિય થયા વગર, મનોબળ ટકાવી રાખવાનો સંદેશો તેઓ આપણને આપે છે.

પ્રાચીન ભારતમાં જ્ઞાનની જાળવણી કરવાની અને તેને આવનારી પેઢીઓના હાથમાં સોંપવાની વ્યવસ્થા હોવાને લીધે જ આજે આ પ્રાચીન મહામાનવોની, ઋષિમુનિઓની જ્ઞાનસંપદા હજારો વર્ષો બાદ પણ આપણને પ્રાપ્ત થઈ શકી છે. મહર્ષિઓની અંતઃપ્રેરણા કહો કે સ્ફૂર્તિ કહો અથવા ઈશ્વરીય આદેશ કહો, આ બધાંનો સાક્ષાત્કાર એ જ આજના નાડીગ્રંથો છે.

અગસ્ત્ય. મહાશિવ, વસિષ્ઠ જેવા અનેક નાડીકેન્દ્રોની મુલાકાત લેવાનું ભાગ્ય મને સાંપડેલું છે. મેં મારું ભવિષ્ય પણ એમાં જોયેલું છે. મારા અનુભવોનો લાભ બધાંને મળે એવી ઈચ્છાથી અને એમાં કાંઈક દૈવી યોજના હોવાના વિશ્વાસથી હું મારા અનુભવો અહીં પ્રસ્તુત કરી રહ્યો છું.

ઈ.સ. ૧૯૯૩માં તામિલનાડુના ચેન્નાઈ પાસે તાંબરમ ખાતે આવેલા એરફોર્સ સ્ટેશને મારી વિંગ કમાંડર તરીકે નીમણૂક થઈ. વાતમાં ને વાતમાં મને જાણ થઈ કે, અમારા રહેઠાણથી ત્રણ-ચાર કીલોમીટરના અંતરે એક અગસ્ત્ય મહાશિવ વસિષ્ઠ નાડી કેન્દ્ર આવેલું છે. એક દિવસે સવારે હું ત્યાં પહોંચી ગયો. ત્યાં મારા જમણા અંગૂઠાની છાપ લેવામાં આવી. થોડીવારે મને અંદર બોલાવવામાં આવ્યો.

અંદરના ખંડમાં નાડીગ્રંથ વાંચીને બતાવનારા એક ભાઈ બેઠા હતા. તેમની પાસે ફૂટપટ્ટીના આકારની બે લાકડાની પટ્ટીઓ વચ્ચે પરોવેલી તાડપત્રીઓ હતી, લગભગ પચાસથી સાઠ તાડપત્રીનો હશે. તેમણે મારી સાથે તમિલમાં વાત કરવાનું શરૂ કર્યું. મને તો તમિલ આવડતું નથી, મેં તેમને એ અંગે વાત કરી. તેથી તેમણે એક અનુવાદકની વ્યવસ્થા કરી અને મને બપોરે આવવાનું જણાવ્યું, બપોરે હું ફરીથી ગયો. સાથે પત્ની તથા એક ફોટોગ્રાફરને લઈ ગયો. મારો નંબર આવતાં ત્રણ કલાક વીતી ગયા. ત્યાં સુધી પેલા ફોટોગ્રાફરે ત્રણ ફોટા પાડ્યા અને ચાલતી પકડી. એટલે પછી મેં ત્યાં પોતાનું ભવિષ્ય જાણવા માટે આવેલા મુલાકાતીઓમાંથી જ એકને અનુવાદક તરીકે મદદ કરવાની વિનંતી કરી; અને ભવિષ્યનું વાંચન શરૂ થયું,

જેના પર લખાણ લખાયેલું હતું, એ પટ્ટીઓ તાડના પાનની હતી. હું આવી પટ્ટીઓ પહેલી જ વખત જોઈ રહ્યો હતો. બધી જ પટ્ટીઓ લગભગ એકથી બે ઇંચ જેટલી પહોળી અને પંદરથી વીસ ઇંચ જેટલી લાંબી હતી. બધી પટ્ટીઓને બબ્બે કાણાં હતાં, અને એમાંથી દોરી પરોવેલી હતી, પટ્ટીઓ પર કોઈક રાસાયણિક પ્રક્રિયા કરવામાં આવેલી હોવાથી તે ખૂબ ટકાઉ બની હતી. તે પટ્ટીઓ પર ખીલી જેવી અણીદાર વસ્તુથી કોતરેલું હોય, એવું લખાણ દેખાતું હતું. આ પુસ્તકના મુખપૃષ્ઠ પર સંત તિરુવલ્લુવરના ચિત્રમાં પટ્ટીઓ અને લખવાનું સાધન જોઈ શકાય છે. દરેક પટ્ટી પર હાંસિયો છોડીને લગભગ નવદસ લીટીઓ લખેલી હતી. અગસ્ત્ય મુનિને નમન કરીને શરૂઆત કરી. એણે મને કેટલાક સવાલો પૂછ્યા. મારે તેમનો જવાબ ફક્ત ‘હા’ કે ‘ના'માં જ આપવાનો હતો. તેણે મને પૂછ્યું કે તમને ત્રણ ભાઈઓ અને બે બહેનો છે ? મેં ના પાડી એટલે તેણે એ તાડપત્રી મૂકી દીધી. બીજી તાડપત્રીમાં સવાલ હતો કે તમારી માતા હયાત નથી. મારી માતા હયાત હોવાથી એ પટ્ટી પણ તેણે બાજુએ મૂકી દીધી. ક્યારેક એવો પણ પ્રશ્ન આવ્યો કે શું તમારું નામ પ, ફ, બ, ભ થી શરૂ થાય છે? મેં ના પાડી. એકપણ તાડપત્રી મળતી ન આવી એટલે એ ભાઈએ મને આવતા મહિને આવવાનું કહ્યું. ફરીથી જ્યારે હું ગયો, ત્યારે મારા માટે નવું બંડલ શ્રીલંકાથી આવ્યું હતું. એમાં પણ મારી તાડપત્રી ન નીકળી. પણ હવે મને નાડીગ્રંથની ભવિષ્ય શોધવાની રીત સમજાઈ ગઈ હતી. તેથી મને કોઈ તકલીફ ન થઈ. આખરે એક બંડલમાંની પાંચ-છ તાડપત્રીઓ બાદ કર્યા બાદ, એક પત્રીમાં ધડાધડ બધું આવવા માંડ્યું. માતાનું નામ–મંગલા, પિતાનું નામ-જનાર્દન, તમારું પોતાનું નામ-શશિકાન્ત, પત્નીનું નામ—અલકા. આ ભવિષ્ય તમે ૪૫ વર્ષની ઉંમરે જોઈ રહ્યા છો. તમને એક દીકરો અને એક દીકરી છે, તમારો જન્મ વિરોધી વસમ (સંવત્સર) આડીમાસમ્ લગ્નમ્, કન્યારાશિ વગેરે બધો જ ઉલ્લેખ આવી ગયો. ત્યાં ૪૦ વર્ષનું તમિલ પંચાંગ પણ હતું. તેની સામે મારી જન્મતારીખ પણ અંગ્રેજીમાં હતી.-૩૧ જુલાઈ, ૧૯૪૯.

હું મારા માતાપિતાનું પ્રથમ સંતાન છું. મારાં બાળકો માધ્યમિક શિક્ષણ લઈ રહ્યાં છે. હું ભણેલો છું (હું=જાતકી). દેશસેવા ખાતર સંરક્ષણ ખાતામાં સરકારી નોકરીમાં ઊંચા હોદ્દા પર છું, એવો સ્પષ્ટ ઉલ્લેખ તેમાં હતો. મારાં જન્માક્ષરનું વર્ણન હતું. એ પણ અચૂક હતું. મારાં પોતાનાં જન્માક્ષર એની સાથે અચૂક મળતાં આવ્યાં. આ રીતે લાખો તાડપત્રીઓમાંથી મારી તાડપત્રી અચૂક મળી હતી.

એ પછી તાડપત્રી પર જે લખાણ હતું એની નોંધ એક નાની નોટબુકમાં કરવામાં આવી અને એમાંથી, અનુવાદકની મદદથી મારું ભવિષ્ય ટેપ કરીને નાડીગ્રંથના વાંચનારે મને આપી દીધું. વાંચન માટે રૂપિયા ૧૦૦ તથા ટેપ માટે રૂપિયા ૨૫, એમ કુલ રૂપિયા ૧૨૫ મારી પાસેથી લેવામાં આવ્યા.

આ વાંચન મારા ભવિષ્યના સામાન્યકાંડનું હતું. એમાં મહર્ષિ અગસ્ત્યજીએ મને અર્થાત્ જાતકને બીજા કાંડમાંની માહિતી વાંચવાનો આદેશ આપેલો હોવાથી મને એ અંગે અનુભવ લેવાની ઉત્સુકતા થઈ. સામાન્ય કાંડમાં ૧૮ થી ૨૦ શ્લોકો હોય છે. એટલે કે સીત્તેરથી એંશી વાક્યોની અંદર જાતકનું ભવિષ્ય વર્ણવવામાં આવે છે. સૌ પ્રથમ આ વાંચન કોના માટે અને ક્યા કાંડ માટે કરવામાં આવે છે, તેની માહિતી આવે છે. દા.ત. મારા વાંચનમાં દરેક કાંડની શરૂઆતમાં ધનુ લગ્ન, કન્યા રાશિ, જાતકનું નામ શશિકાન્ત, માતાનું નામ મંગલા, પિતાનું નામ જનાર્દન, જેવા ઉલ્લેખો આવ્યા. એ પરથી આપણી ખાતરી થાય છે કે વાંચવામાં આવનાર લખાણ આપણા માટે જ છે. બીજા કોઈનું નથી. પૂર્વજન્મના પાપ-પુણ્યોનો ઉલ્લેખ પણ આવે છે. વર્તમાન સ્થિતિનું ભવિષ્ય આવે છે. કેટલાક પ્રસંગોનો ઉલ્લેખ બે–ત્રણ વર્ષોના સમૂહમાં આવરી લેવામાં આવે છે. એક કાંડમાં મારા વિષે શરૂઆતમાં જ ચોક્કસ બાબતોનો ઉલ્લેખ આવ્યો. મારી નોકરીમાં મારી પદોન્નતિ ન થવાના કારણો આવ્યાં. બાળકોના ભણતરમાંના વિક્ષેપનો ઉલ્લેખ આવ્યો. પત્નીના ત્વચારોગનો ઉલ્લેખ આવ્યો. (એ વખતે મારી પત્ની એલર્જીથી પીડાતી હતી.) વાહન અકસ્માતનો ઉલ્લેખ આવ્યો.

નાડીગ્રંથ ભવિષ્ય

(કેટલાક દિવસો અગાઉ મારી ગાડીને સામેથી આવતા વાહને અડફેટમાં લીધી હતી. પણ સમયસૂચકતાને લીધે અમે બચી ગયા હતા.) કોર્ટ કચેરીનો ઉલ્લેખ આવ્યો, (એની મને પહેલાં તો નવાઈ લાગી. કારણ કે એરફોર્સની નોકરીમાં કોર્ટ-કચેરી ક્યાંથી આવે? પણ પછી મને યાદ આવ્યું કે, કેટલાક મહિના અગાઉ મેં એક કોર્ટમાર્શલમાં સાક્ષીદારની ફરજ નીભાવી હતી.) આ બધા ઉલ્લેખો પરથી મને ખાતરી થઈ કે મારો ભૂતકાળ સાચો પડી રહ્યો છે. મારા અનુભવને લીધે એરફોર્સના ઘણા લોકો પોતાનું ભવિષ્ય જોઈ આવ્યા. બધાંને જ ખૂબ સારો અને અચૂક કહેવડાવે એવો અનુભવ થયો.

આ અનુભવ પછી કેટલાંક વર્ષો વીતી ગયા. તે દરમિયાન મને ઘણાં નાડી કેન્દ્રોનો અને એમના ભવિષ્ય કથનનો અનુભવ મળ્યો. મહાન શિવભક્ત રાજન અલદાન, પુનિત વાલિયા જેવા મહાનુભાવો સાથે ગિરિપ્રદક્ષિણા, નવગ્રહો તથા શિવમંદિરોમાં દર્શનનો લહાવો મળ્યો. આધ્યાત્મિક આનંદની અત્યુચ્ચ પળો મેં અનુભવી. શ્વાસના સ્પંદનો પર આધારિત ચંદ્રકલા તથા સૂર્યકલા નાડીઓનો પણ અનુભવ થયો. ભારતમાં અનેક ઠેકાણે મહર્ષિજીની પ્રેરણાથી નાડીકેન્દ્રો સ્થપાયાં. હવે આ સેવા વિદેશમાં પણ પ્રાપ્ત થાય તેવા પ્રયાસો થઈ રહ્યા છે.

ઈ.સ. ૨૦૦૭ના ઓક્ટોબર માસની ચૌદમી તારીખે પુણે ખાતે નાડીગ્રંથ નિમિત્તે એક દિવસનું અધિવેશન યોજવામાં આવ્યું હતું, એની માહિતી પણ આ પુસ્તકમાં આપવામાં આવેલી છે.

# પ્રકરણ ૨

# નાડીગ્રંથ ભવિષ્ય પ્રશ્નોત્તરી

નાડીગ્રંથ અંગે કેટલાંક સવાલોના જવાબોમાંથી આપણે હવે નાડીગ્રંથો અંગે વધુ માહિતી મેળવીએ.

પ્રશ્ન : 'નાડી' એટલે શું ?

ઉત્તર : સામાન્ય રીતે 'નાડી' શબ્દ આયુર્વેદ સાથે સંકળાયેલો છે એવું બધાં જાણતા હોય છે. વૈદ્યો તથા દાક્તરો પણ આપણી નાડી પર હાથની આંગળી મૂકીને હૃદયસ્પંદનો જાણી લેતા હોય છે. બીજી રીતે આપણે 'નાડી' એટલે પાયજામા વગેરેમાં વપરાતું નાડું, એમ માનીએ છીએ.

પણ 'નાડી' શબ્દનો અર્થ તમિલ ભાષા અનુસાર 'શોધ કરવો' એવો થાય છે. શબ્દકોષના આધારે જેવા જઈએ, તો 'નાડી' એટલે મોટા પાયે સંગ્રહ કરવામાં આવેલું જ્ઞાન અથવા સંહિતા, એવો અર્થ થાય છે. બન્ને અર્થ એકત્રિતપણે લેતાં નાડી' એટલે – તમિલભાષામાં તાડપત્રી પર કોતરીને લખવામાં આવેલાં ભવિષ્યકથનો-એવો અર્થ થાય. આ નાડીપટ્ટીઓ એ ભવિષ્યગ્રંથો છે.

પ્રશ્ન : આ નાડીગ્રંથો કોણે લખ્યા છે ?

ઉત્તર ૦: રામાયણ, મહાભારત, ભાગવત જેવા ધર્મગ્રંથોમાં વસિષ્ઠ, વિશ્વામિત્ર, પરાશર, ભૃગુ ઇ દિ ઋષિઓનાં નામો મળી આવે છે. કાકભુસુંડી, અત્રિ, શુક, માર્કંડેય વગેરે મુનિઓના નામો પણ મળે છે. આ બધા મુનિઓના નામથી જ આ નાડીગ્રંથો જાણીતા છે. એ સિવાય નંદી, વિનાયક, પુલ્લીપાણી, બોહર, બુધ મીનાક્ષી, મચ્છ, સિંહ, સદાનંદ જેમિની, ધન્વંતરી આદિ નાડીગ્રંથો પણ જે તે મહર્ષિના નામે પ્રખ્યાત છે. આમાંના કેટલાક નામો ઉત્તર ભારતીયો માટે અજાણ્યા હોઈ શકે છે. તેમ છતાંય આ ગ્રંથો ઉપરોક્ત ઋષિઓએ જ લખ્યા

હશે એવું કઈ રીતે કહી શકાય ? એનો જવાબ પણ નાડીમાં મળે છે. ભવિષ્યકથન વખતે સૌ પ્રથમ ઈશ્વરને અથવા શિવપાર્વતીને વંદન કરીને લેખક
મહર્ષિ કહે છે કે આવનાર જાતકનું (જે પોતાનું ભવિષ્ય જોવા આવે તેને જાતક કહેવાય છે.) ભવિષ્યફળ કથન કરવાની મને (અર્થાત્ અગસ્ત્ય, વસિષ્ઠ અથવા અન્ય ઋષિ) પ્રેરણા આપો. આ કૃપા આશીર્વાદમાં અને સ્તુતિમાં જે તે મહર્ષિનું નામ હોય જ છે. તેમ છતાંય આવા પ્રચંડ ગ્રંથોની રચનાનું કામ એક ઋષિની જીવનમર્યાદામાં શક્ય ન પણ બન્યું હોય. તેથી આ નામો નાડીગ્રંથોના રચયિતાઓના કુળનામો પણ હોઈ શકે છે. આજે પણ વસિષ્ઠ અથવા કૌશિક જેવી અટકો ઉત્તર ભારતમાં મળી આવે છે. અત્યાર સુધી નાડી ગ્રંથના રચયિતા તરીકે ૭૨ મહર્ષિઓનો ઉલ્લેખ મળી આવેલો છે.
પ્રશ્ન : નાડીગ્રંથમાં ભવિષ્ય શા માટે જોવું જોઈએ ? ઉત્તર ૦: દરેક વ્યક્તિના જીવનમાં ક્યારેક એવા પ્રસંગો આવે છે, જ્યારે તેને સાચું માર્ગદર્શન મળવું અશક્ય બને છે. કોર્ટ કેસ કરવો કે નહિ ? કેસ જીતી શકાશે કે નહિ ? આવા સવાલો જો કોઈ વકીલને પૂછવામાં આવે તો એ કહેશે ખરો કે, ના, કોર્ટ કૈસ ન કરો, હારી જશો ? એ કોર્ટમાં જવાની જ સલાહ આપશે અને ઉપરથી કેસ જીતવાનીયે ખાતરી આપશે. પણ નાડીગ્રંથોમાં આવું થતું નથી. ત્યાં સ્પષ્ટ શબ્દોમાં 'કેસ હારી જશો' એવો આદેશ મળે છે. 'ચૂંટણીમાં ઊભા ન રહો' એવો પણ આદેશ મળે છે. નાડીગ્રંથો આપણા નિષ્પક્ષ સલાહકાર જેવા છે. તેથી એમાં ભવિષ્ય જોવામાં કોઈ વાંધો નથી.
જીવનમાં માનવીને કેટલાંય સંકટોનો સામનો કરવો પડતો હોય છે. નોકરી મળતી નથી. મળે તો ટકતી નથી, ધંધામાં નુકસાન થાય છે, અસાધ્ય રોગો લાગુ પડે છે, લગ્ન થતાં નથી. આવી કેટલીય ચિંતાઓ માણસને કોરી ખાતી હોય છે. આ અંગે નાડીગ્રંથ દ્વારા જે માર્ગદર્શન મળે છે, તેમાં વ્યક્તિના કર્તૃત્વને અગ્રિમતા આપવામાં આવે છે. તેમ છતાંય બધી જ બાબતો માનવીની મર્યાદામાં હોતી નથી. ભણવાનું આપણા હાથમાં છે, ગુણ કેટલા મળશે, તે માત્ર

આપણા હાથમાં નથી. કોઈપણ કાર્યમાં યશ મળે તે માટે કેટલીક ધાર્મિક પૂજાઓ, જાપ, અન્નદાન, વસદાન, જળદાન અથવા દ્રવ્યદાન સૂચવવામાં આવે છે. જેનાથી સમસ્યાનું નિરાકરણ થવામાં સરળતા રહે છે. નાડીગ્રંથનું ભવિષ્ય આપણને માર્ગદર્શન આપે છે, સદ્ભાવનાથી સલાહ આપે છે, એવી ભાવના રાખીને ભવિષ્યનું અવલોકન કરવું યોગ્ય છે. કેટલાંક લોકોને નાડીગ્રંથ અંગે સંશોધન કરવાની ઈચ્છા હોય છે. અંગત ભવિષ્યમાં તેમને રસ નથી હોતો. તેમને તો આ સંહિતાઓ ક્યારે લખાઈ હશે ? કોણે લખી હશે ? કઈ રીતે લખી હશે ? કેટલાં વર્ષો સુધી રચનાકાર્ય

ચાલતું રહ્યું હશે ? વગેરે બાબતોમાં જ રસ હોય છે. તેથી તેઓ તેમની આગવી રીતે નાડીગ્રંથોનો આસ્વાદ માણે છે.

પ્રશ્ન : ક્યારેક નાડીકેન્દ્રમાં પોતાની તાડપત્રી ઉપલબ્ધ ન હોય, ત્યારે બે ત્રણ મહિના પછી ફરીથી આવવાની સલાહ આપવામાં આવે છે. ઘણી વખત એટલો સમય રોકાવું શક્ય હોતું નથી. આવે વખતે શું કરવું ?

ઉત્તર ૦: દરેક શહેરમાં એકથી વધુ નાડીકેન્દ્રો હોય છે. બીજા કેટલાંક કેન્દ્રોમાં પણ મુલાકાતનો સમય લઈ લેવો હિતાવહ છે. એક કેન્દ્રમાં કામ ન થાય, તો બીજા કેન્દ્રમાં જઈ શકાય છે. ક્યારેક એવું બનતું હોય છે કે, બીજા કેન્દ્રમાં જાતકની તાડપત્રી સરળતાથી મળી જાય છે અર્થાત્ આમાં સારો એવો સમય આપવો જરૂરી છે.

પ્રશ્ન : શાંતિદીક્ષા કાંડમાં સૂચવવામાં આવેલા કર્મો કર્યા બાદ, ફરીથી ભવિષ્ય જોવામાં આવે, અને ફરીથી શાંતિદીક્ષા કરવાની સલાહ મળે તો શું કરવું ?

ઉત્તર ૦: ઘણા લોકોને એકથી વધુ વખત નાડીગ્રંથનો અનુભવ લેવાનો લહાવો મળે છે. તે વખતે ક્યારેક ફરીથી શાંતિદીક્ષાની સલાહ આપવામાં આવે છે. તે વખતે જાતકના મનમાં સવાલ ઊભો થાય છે કે અગાઉ શાંતિ દીક્ષા થઈ ચૂકી છે, તો પછી ફરીથી કેમ આવી સલાહ મળી છે ? વળી, દર વખતે આવી સલાહ મળે તો એટલી બધી વખત શાંતિ દીક્ષા કરવું અશક્ય છે. અત્રે એક વાત ખાસ યાદ રાખવાની જરૂર છે કે નાડીગ્રંથોની રચના, માનવીને

તેની ચિંતાઓ, માંદગી વગેરેમાંથી મુક્ત કરવા માટે જ થયેલી છે. દિવ્યચક્ષુનીં મદદથી ભવિષ્ય જોઈ શકનાર ઋષિઓ જાતકના પૂર્વજન્મો, પૂર્વકર્મો પણ જોઈ શકે છે. જાતકની દયા આવવાને લીધે પણ તેને એકથી વધુ વખત નાડીગ્રંથનો અનુભવ આપવામાં આવે છે. એમાં ઘણી વખત એવું કથન આવતું હોય છે કે જાતકે અગાઉ સૂચવવામાં આવેલી શાંતિદીક્ષા કરેલી નથી, તો હવે કરવામાં આવે તો સારું રહેશે. નહિતર ભવિષ્ય સાચું નહિ પડે. ક્યારેક મહર્ષિ એવું પણ કહેતા હોય છે, કે અગાઉની શાંતિદીક્ષા મને મળી ગઈ છે, તેમ છતાંય નવી શાંતિદીક્ષા કરવી જરૂરી છે. ઘણી વખત મહર્ષિ જાણીજોઈને તબક્કાવાર આવું સૂચન કરતા હશે એવું લાગે છે, બધું સામટું કહી દેવાથી જાતક કદાચ પૈસાના અથવા સમયના અભાવે કશું જ કરશે નહિ એવું તેમને લાગતું હશે. ઘણી વખત હવે કશું કરવાની જરૂર નથી એવું પણ કથન નીકળે છે. મને આવા બધાં જ કથનોનો અનુભવ છે.

# <u>પ્રકરણ ૩</u>

# <u>ચાલો જઈએ નવગ્રહોના મંદિરોની જાત્રાએ</u>

## (૧) <u>સૂર્યસ્થાન : સૂર્યનાર કોઈલ</u>

**(આ સ્થાન કુંભકોણમી ૧૫ કી.મી.ના અંતરે આવેલું છે.)**

<u>મહર્ષિ વ્યાસકૃત સૂર્યગ્રહ સ્તોત્ર</u> : **जपाकुसुम संकाशं काश्यपेयं महाधृतिम् । तमोरी सर्वपापघ्नम् प्रणतोस्मि दिवाकरम्** || અર્થ : જેના થકી તેજસ્વી દિવસની શરૂઆત થાય છે, એવા સૂર્યદેવતાને મારા પ્રણામ હજો. હે કશ્યપ મહર્ષિના પુત્ર, તમારે લીધે અજ્ઞાનતિમિરનો તથા સમગ્ર પાપોનો વિનાશ થશે.

આદિત્ય ગાયત્રી :

**ओम अश्वध्वजाय विद्महे पाशहस्ताय**

**धीमहि तन्नो सूर्य प्रचोदयात् ।**

<u>કથા :</u> સાત ઘોડાઓ પર આરૂઢ થઈને (પ્રકાશ કિરણોમાંના સાત રંગોને એકત્ર કરીને) એક ચક્ર ધરાવતા રથ પર આરૂઢ થઈને (એક ક્ષેતિકરણરૂપે) કશ્યપ મુનિના પુત્ર સૂર્ય, દેવો તથા દાનવોને સમાન રીતે પ્રકાશ અને ઉષ્ણતા પ્રદાન કરીને જીવનની ભેટ આપે છે. સૂર્યના રથના સારથિ અરૂણ છે. સૂર્યના પ્રકાશ તથા ઉષ્ણતાની વિનાશક તીવ્રતાનું નિયમન અરૂણ કરે છે, એમ મનાય છે. ઉષા અને છાયા, સૂર્યની બે પત્નીઓ છે. લાલ કમળ સૂર્યનું અતિપ્રિય પુષ્પ છે. મયૂરરથ તેનુ વાહન છે. તેનો રંગ લાલાશ પડતો પીળો છે. આ અગ્નિતત્વના દેવ છે. તેમની રાશિ સિંહ છે.

<u>મંદિરની રચના</u> : આ મંદિર કાવેરી નદીને તીરે આવેલા કુંભકોણમ પાસે આવેલું છે. કુંભકોણમને કુંભમેળા સમાન પવિત્ર ગણવામાં આવે છે. મંદિર પશ્ચિમ દિશાતરફી છે. મોટે

ભાગે નવગ્રહોના મંદિરોમાં શિવજીને મધ્યવર્તી સ્થાન આપવામાં આવે છે. પણ આ સૂર્યમંદિરમાં તેમ નથી. અહીં મુખ્ય મૂર્તિ તરીકે સૂર્યની જ મૂર્તિ છે.

પ્રવેશદ્વારનું રાજગોપુરમ્ ત્રણ માળનું છે અને તેમાં પાંચ શિખરો છે. મંદિરનો આકાર રથ જેવો છે. સૂર્યદેવતાની મૂર્તિ ઊભી છે. સૂર્યદેવતાની સામે એક બૃહસ્પતિની મૂર્તિ છે. આ ભાગને એરુમંડપના નામે ઓળખવામાં આવે છે. તેની પૂર્વમાં સભાનાયક મંડપમાં નવગ્રહોની મૂર્તિઓ છે. પથ્થરમાં કોતરેલો ઘોડો, એ સૂર્યના સાત ઘોડાઓનું પ્રતીક મનાય છે. મંદિરના પરિસરમાં બીજા આઠ ગ્રહોના નાના મંદિરો છે. બધાં જ મંદિરોને પ્રદક્ષિણા થઈ શકે છે. આ બધા ગ્રહોની મૂર્તિઓ શસ્ત્રધારી નથી; અભયહસ્ત સૂચવનારો છે.

<u>મંદિરનો ઈતિહાસ</u> : આ મંદિરનું નિર્માણ ચૌલ રાજાઓએ (ઈ.સ. ૧૦૭–૧૧૨૨) કરેલું છે. કવિ ઈલંગોના ‘શિવપ્પણકરમ્’ નામક મહાકાવ્યમાં ઉલ્લેખ મળી આવે છે કે કાવેરી નદીના ત્રિભુજપ્રદેશમાં આવેલા સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર અગિયારમા સૈકામાં થઈ ગયેલા ચૌલ રાજાએ કર્યો હતો. કુલોત્તુંગ નામક રાજાએ જે મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, તે અતિપ્રાચીન હતું. આ પરથી લાગે છે કે ઓરિસ્સા ખાતે આવેલા કોર્પાકના સૂર્યમંદિર કરતાં—જે તેરમા સૈકાનું મનાય છે—આ મંદિર વધુ પ્રાચીન છે.

<u>ઉત્સવ</u> : મકરસંક્રાંતિ બાદ રથસપ્તમીના દિવસે પોંગલની ઉજવણી થાય છે. પોંગલ અહીંનો ખાસ ઉત્સવ મનાય છે. પોંગલને દિવસે રવિવાર અને રોહિણી નક્ષત્ર હોય, તો તે વધુ સારું માનવામાં આવે છે. અહીં વેલરુજ્જુ વૃક્ષને પવિત્ર માનવામાં આવે છે. માનતા પૂરી થવાના આનંદમાં આ વૃક્ષને આભાર પ્રદર્શનના રૂપે વસ્ત્ર અર્પણ કરવાનો રિવાજ છે. આ વૃક્ષ પર આવા ઘણાં વસ્ત્રો બાંધેલા જોઈ શકાય છે. આ વૃક્ષના બે પાંદડા ખાઈને અહીં આવેલા કુંડમાં સ્નાન કરવું પવિત્ર ગણાય છે.

સામાન્ય રીતે નાડીગ્રંથના ભવિષ્યમાં સૌ પ્રથમ સૂર્યમંદિરની પૂજા હોય છે. આ મંદિરમાં વિનાયક તથા નવગ્રહોની પૂજા અને પ્રદક્ષિણા કરવાની હોય છે. સવારના સમયે, જરૂર હોય

તેટલા રૂપિયાની ટીકીટ લઈને અર્ચના કરવામાં આવે છે. પૂજા માટે બે થી ત્રણ કલાકનો સમય જરૂરી હોય છે. અન્નદાન કરવું હોય તો બહાર કાશાયવસ્ત્ર ધારણ કરેલા સાધુઓ હોય છે, તેમને અન્નદાન કરી શકાય છે. નાડીગ્રંથ અનુસાર શાંતિદીક્ષા કરાવનારાઓએ આ મંદિરમાં જરૂર પૂજા કરવી જોઈએ.

કંડિયૂરનું સૂર્યમંદિર : કુંભકોણમથી ૨૨ કી.મી.ના અંતરે આ સૂર્યમંદિર આવેલું છે. માન્યતા અનુસાર અહીં સાક્ષાત્ શિવજીએ સૂર્યની ઉપાસના કરી હતી. આ મંદિરનો ઉલ્લેખ સાતમા સૈકામાં થઈ ગયેલા જ્ઞાનસંબંધ તથા તિરુનવકરસ નામક કવિઓના કાવ્યોમાં મળી આવે છે. આ મંદિરમાંની મૂર્તિરચના શિવાણપ્રતિષ્ઠા નામે જાણીતી છે. તેમાં વચ્ચે સૂર્યદેવતા છે અને બાકીના આઠ ગ્રહો આઠ દિશાઓમાં છે.

પ્રસાદ : આ મંદિરમાં શક્કરઈ પોંગલ અથવા મગ નાંખીને બનાવેલો સાકરયુક્ત મીઠો ભાત પ્રસાદ તરીકે ધરાવવામાં આવે છે.

## (૨) ચંદ્રસ્થાન : સિંગલૂર

(આ સ્થાન કુંભકોણમથી ૨૨ કી.મી.ના અંતરે આવેલું છે.)

મહર્ષિ વ્યાસકૃત ચંદ્ર સ્તોત્ર :

**दधिशंख तुषाराभं क्षीरोदार्णव संभवम् ।**
**नमामि शशिनं सोमं शंभोर्मुकुट भूषणम् ॥**

અર્થ : ક્ષીરસમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ, અતિશુભ્ર વર્ણ ધરાવનાર તથા જે હંમેશા શિવજીના મસ્તકપર બિરાજમાન હોય છે, તેવા ચંદ્રને મારા પ્રણામ હજો. .

સોમ ગાયત્રી :

**ओम पद्मध्वजाय विद्यहे हेमरूपाय धीमहि ।**
**तन्नो सोमः प्रचोदयात् ।**

'હિંગલ' શબ્દનો અર્થ તમિલમાં 'ચંદ્ર' થાય છે. ઊર એટલે ગામ. હિંગલૂર એટલે ચંદ્રનું ગામ એવો અર્થ થયો. ચંદ્રનું આ ગામ કાવેરી નદીને કિનારે આવેલા રસ્તા પર છે. બન્ને તરફ ડાંગરની ખેતી હોવાથી આ પ્રદેશ લીલોછમ હોય છે. કેળના બગીચાઓ, નાળિયેરીના બગીચાઓ તથા ખળખળ વહેતાં ઝરણાંઓનો આ પ્રદેશ ખૂબ જ રમણીય છે. મંદિરનો પરિસર રમ્ય છે. અહીં શિવપાર્વતી કૈલાસનાથર અને પેરિયનાયકીના સ્વરૂપે છે. સૂર્યદેવતા પણ પોતાની પત્નીઓ ઉષા અને છાયા સાથે અહીં બિરાજમાન છે. તે ઉપરાંત વિનાયક અને કાર્તિકેયની મૂર્તિઓ છે. અહીં શિવજી દક્ષિણમૂર્તિના સ્વરૂપમાં બિરાજમાન છે. એક હાથમાં તાડપત્રીનું પુસ્તક છે. બીજો હાથ ગાલે ટેકવેલો છે. મુદ્રા ચિંતનશીલ છે. પદ્માસનમાં બેઠેલા છે. તેથી તેમને શિવયોગી તરીકે ઓળખવામાં આવે છે. એમના ચરણ પાસે મુયાલાગણ નામક અજ્ઞાન અને ઉદ્ધતાઈના પ્રતીક સમા વિરોધીઓનો નાશ કરીને બંદોબસ્ત કર્યાનું પ્રતીક છે. સાતમા સૈકામાં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો હશે એવું મનાય છે. આ સિવાય એક તિરુદેવેંકાતુ નામક ચંદ્રમંદિર પણ છે. આ મંદિર કુંભકોણમ પાસે, ઉડારવણ પાસે કાવેરી નદીને તીરે આવેલું છે. એનું નામ કર્કટેશ્વર છે. અહીં શિવપિંડીની પૂજા એક કરચલો કરી રહ્યો છે, એવી મૂર્તિ છે. એની સહચારિણી અપૂર્વનાયકી નામે છે. આ મંદિર નંદાલ ઊર્ફે કરચલામંદિરના નામે પણ ઓળખાય છે. લીલાછમ્મ ડાંગરના ખેતરોમાંથી જતો રસ્તો આપણને મંદિર સુધી લઈ જાય છે. આ મંદિરમાં કર્કદોષ અથવા ચંદ્રદોષ માટેની પૂજા કરવામાં આવે છે. ચંદ્રમૂર્તિ બેઠેલી સ્થિતિમાં છે. કારણ કે ચંદ્રને શિવજી જેટલા જ બળવાન ગણવામાં આવ્યા છે. સામાન્ય રીતે બીજા ગ્રહોની મૂર્તિઓ ઊભી સ્થિતિમાં હોય છે.

પ્રસાદ : દહીરસાદમ અર્થાત્ દહીંવાળા ભાતમાં વઘાર તથા કેરી અથવા અન્ય મોસમી ફળોના નાના ટુકડા નાખીને બનાવેલી વાનગી અહીં પ્રસાદરૂપે ધરાવાય છે.

## (૩) મંગળસ્થાન : વૈદ્દીશ્વરન કોઈલ

(આ સ્થાન કુંભકોણમથી ૫૦ કી.મી.ના અંતરે આવેલું છે. નાડીગ્રંથ ભવિષ્ય માટે જાણીતું છે.)

મહર્ષિ વ્યાસકૃત મંગળ સ્તોત્ર :

**धरणीगर्भसंभूतम् विद्युतकांति समप्रभम् ।**

**कुमारं शक्तिहस्तं तं मंगलं प्रणमाम्यहम् ॥**

અર્થ : જેના હાથમાં શક્તિસ્વરૂપી વિદ્યુત છે, અને જેની કાંતિ અતિ શુભ્ર છે, એવા ધરણી-પૃથ્વીના પુત્ર મંગળને મારા પ્રમાણ હજો.

અંગારક ગાયત્રી :

**ओम वीरध्वजाय विद्यहे विघ्नहस्ताय धीमहि ।**

**तन्नो भौम प्रचोदयात् ।**

તેજસ્વી લાલ રંગ ધરાવનારા, લાલ વસ્ત્રો ધારણ કરનારા, લાલ પુષ્પોને પ્રિય માનનારા, પોતાના ઉગ્ર તેજથી લોકોમાં ભીતિયુક્ત આદર જગાવનારા, ભૂમિના પુત્ર એવા મંગળ ગ્રહનું આ મંદિર ખૂબ જાણીતું છે. પૂર્વદિશામાં ભૈરવનું મંદિર છે. પશ્ચિમ દિશામાં વીરભદ્ર, ઉત્તરમાં કાલી તથા દક્ષિણ દિશામાં કર્પણવિનાયક અને દુર્ગાદેવીનાં ઉપમંદિરો આવેલાં છે. મંગળગ્રહની મૂર્તિ ઘેટા પર બિરાજમાન છે. એક હાથમાં ગદા છે. આઠ ઘોડાઓના સુવર્ણરથમાં બેઠેલી છે. મંગળના અંગારક, કૂજા, શક્તિધરા, લોહિતા, રક્તવર્ણા જેવા નામો તમિલભાષામાં ખૂબ પ્રચલિત છે. મંગળની દશામાં તીવ્રયુદ્ધજન્ય પરિસ્થિતિનો અનુભવ થતો હોય છે. સેનામાં અથવા દવાઓ આપવાની સેવા કરવાવાળા લોકોના જન્માક્ષરમાં મંગળગ્રહ વધુ પ્રભાવશાળી હોય છે. અહીં સેલ્વમુત્યુ કુમારસ્વામીનું મંદિર પણ જાણીતું છે. વૈદીશ્વરન કોઈલ ગામ નાડીગ્રંથના ભવિષ્યો માટે જાણીતું છે. (શિવજીના વૈદ્ય તરીકેના સ્વરૂપનું મંદિર–કોઈલ—એટલે વૈદીશ્વરન કોઈલ એવો અર્થ છે) નાડીગ્રંથની તાડપત્રીઓનો સંગ્રહ આ મંદિરમાં ઘણા પ્રાચીન કાળથી હોવાનો મનાય છે.

ભવિષ્યકથન લખેલ આ તાડપત્રીઓના વિશાળ સંગ્રહનું અહીં કાળજીપૂર્વક જતન કરવામાં આવતું હતું. આજે પણ કેટલાક વૃદ્ધ સજ્જનો કહે છે કે આ મંદિરના ભોંયરામાં આવો સંગ્રહ આજે પણ છે. મોટી મોટી વિશાળ લાકડાની પેટીઓમાં આ સંગ્રહ મૂકવામાં આવેલો છે. મંદિરની ત્રણેય બાજુએ નાનીમોટી દુકાનો આવેલી છે, જ્યાં તાડપત્રી પરથી ભવિષ્યકથન કરવાનો વ્યવસાય મોટાપાયે ચાલતો આવ્યો છે. શાંતિદીક્ષા કાંડમાં વર્ણવાયેલી પૂજા તથા મંત્રજાપ સાધના અહીં જ કરવામાં આવે છે. પણ એ વિષે ખાસ માહિતી આપવામાં આવતી નથી.

ઈતિહાસ : આ મંદિર લગભગ એક હજાર વર્ષ કરતાંય વધુ પ્રાચીન છે. મંદિરની વાસ્તુકળા તથા તેમાં કરવામાં આવેલા ઉમેરા ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે. વિવિધ કોતરણીવાળી દિવાલો, ઉપદેવતાઓની મૂર્તિઓ તથા સમયાંતરે કરવામાં આવેલા ફેરફારો સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. અહીં મરીના દાણા, મીઠું અને ગોળની આહુતિ આપવામાં આવે છે. અહીંના જટાયુ કુંડમાં રામાયણમાંની જટાયુ અને સંપાતિના મૃત્યુની કથા મુખ્ય છે.

અહીં એક બાહ્ય મંડપમાં તંજાવરના રાજા તથા પ્રધાનની મૂર્તિઓ પણ છે. તે પરથી આ રાજાની પ્રેરણાથી મંદિરનો વિસ્તાર કરવામાં આવ્યો હોવો જોઈએ તથા નાડીગ્રંથની તાડપત્રીઓનું પુનર્લેખન પણ હાથ ધરવામાં આવ્યું હશે એની ખાતરી થાય છે. ભવિષ્ય જાણવાની લ્હાયમાં આ મંદિરમાં લોકો દર્શને આવી શકતા નથી. પણ જ્યારે મંગળનો કુપ્રભાવ જીવનમાં અનુભવાય છે, સાંધાઓમાં પીડા અનુભવાય છે, ત્યારે લોકો અહીં દર્શને આવી જાય છે.

પ્રસાદ : તુવરમ ગપરચ્યુ સાદગમ અર્થાત્ તુવેરની દાળ નાખીને બનાવેલો તીખો ઢીલો ભાત, તેની ઉપર વઘાર કરીને અહીં પ્રસાદરૂપે ધરાવાય છે.

## (૪) બુધસ્થાન તિરુવેંકાકુ

(આ સ્થાન કાવેરી નદીને કિનારે વૈદીશ્વરન કોઈલથી ૧૧ કી.મી.ના અંતરે આવેલું છે.)
મંદિરના કેટલાક ભાગો ત્રણ હજારથીયે વધુ પ્રાચીન કાવેરી નદી પૂમપુહાર બંદર પાસે દરિયાને મળે છે. એ રસ્તા પર આ નાનું મંદિર આવેલું છે.
પ્રવેશદ્વારનું રાજગોપુરમ ત્રણ માળનું છે અને તેમાં પાંચ શિખરો છે. મંદિરનો આકાર રથ જેવો છે. સૂર્યદેવતાની મૂર્તિ ઊભી છે. સૂર્યદેવતાની સામે એક બૃહસ્પતિની મૂર્તિ છે. આ ભાગને એરુમંડપના નામે ઓળખવામાં આવે છે. તેની પૂર્વમાં સભાનાયક મંડપમાં નવગ્રહોની મૂર્તિઓ છે. પથ્થરમાં કોતરેલો ઘોડો, એ સૂર્યના સાત ઘોડાઓનું પ્રતીક મનાય છે. મંદિરના પરિસરમાં બીજા આઠ ગ્રહોના નાના મંદિરો છે. બધાં જ મંદિરોને પ્રદક્ષિણા થઈ શકે છે. આ બધા ગ્રહોની મૂર્તિઓ શસ્ત્રધારી નથી; અભયહસ્ત સૂચવનારી છે.
મંદિરનો ઈતિહાસ : આ મંદિરનું નિર્માણ ચૌલ રાજાઓએ (ઈ.સ. ૧૦૭–૧૧૨૨) કરેલું છે. કવિ ઈલંગોના ‘શિવણકરમ્’ નામક મહાકાવ્યમાં ઉલ્લેખ મળી આવે છે કે કાવેરી નદીના ત્રિભુજપ્રદેશમાં આવેલા સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર અગિયારમા સૈકામાં થઈ ગયેલા ચૌલ રાજાએ કર્યો હતો. કુલોત્તુંગ નામક રાજાએ જે મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, તે અતિપ્રાચીન હતું. આ પરથી લાગે છે કે ઓરિસ્સા ખાતે આવેલા કોર્ણાકના સૂર્યમંદિર કરતાં—જે તેરમા સૈકાનું મનાય છે—આ મંદિર વધુ પ્રાચીન છે.
ઉત્સવ : મકરસંક્રાંતિ બાદ રથસપ્તમીના દિવસે પોંગલની ઉજવણી થાય છે. પોંગલ અહીંનો ખાસ ઉત્સવ મનાય છે. પોંગલને દિવસે રવિવાર અને રોહિણી નક્ષત્ર હોય, તો તે વધુ સારું માનવામાં આવે છે. અહીં વેલરુક્કુ વૃક્ષને પવિત્ર માનવામાં આવે છે. માનતા પૂરી થવાના આનંદમાં આ વૃક્ષને આભાર પ્રદર્શનના રૂપે વસ્ત્ર અર્પણ કરવાનો રિવાજ છે. આ વૃક્ષ પર આવા ઘણાં વસ્ત્રો બાંધેલા જોઈ શકાય છે. આ વૃક્ષના બે પાંદડા ખાઈને અહીં આવેલા કુંડમાં સ્નાન કરવું પવિત્ર ગણાય છે.

સામાન્ય રીતે નાડીગ્રંથના ભવિષ્યમાં સૌ પ્રથમ સૂર્યમંદિરની પૂજા હોય છે. આ મંદિરમાં વિનાયક તથા નવગ્રહોની પૂજા અને પ્રદક્ષિણા કરવાની હોય છે. સવારના સમયે, જરૂર હોય તેટલા રૂપિયાની ટીકીટ લઈને અર્ચના કરવામાં આવે છે. પૂજા માટે બે થી ત્રણ કલાકનો સમય જરૂરી હોય છે. અન્નદાન કરવું હોય તો બહાર કાશાયવસ્ત્ર ધારણ કરેલા સાધુઓ હોય છે, તેમને અન્નદાન કરી શકાય છે. નાડીગ્રંથ અનુસાર શાંતિદીક્ષા કરાવનારાઓએ આ મંદિરમાં જરૂર પૂજા કરવી જોઈએ.

કંડિયૂરનું સૂર્યમંદિર : કુંભકોણમથી ૨૨ કી.મી.ના અંતરે આ સૂર્યમંદિર આવેલું છે. માન્યતા અનુસાર અહીં સાક્ષાત્ શિવજીએ સૂર્યની ઉપાસના કરી હતી. આ મંદિરનો ઉલ્લેખ સાતમા સૈકામાં થઈ ગયેલા જ્ઞાનસંબંધર તથા તિરુનવક્કરસ નામક કવિઓના કાવ્યોમાં મળી આવે છે. આ મંદિરમાંની મૂર્તિરચના શિવાણપ્રતિષ્ઠા નામે જાણીતી છે. તેમાં વચ્ચે સૂર્યદેવતા છે અને બાકીના આઠ ગ્રહો આઠ દિશાઓમાં છે.

પ્રસાદ : આ મંદિરમાં શક્કરઈ પોંગલ અથવા મગ નાંખીને બનાવેલો સાકરયુક્ત મીઠો ભાત પ્રસાદ તરીકે ધરાવવામાં આવે છે.

## (૨) ચંદ્રસ્થાન : સિંગલૂર

(આ સ્થાન કુંભકોણમથી ૨૨ કી.મી.ના અંતરે આવેલું છે.)

મહર્ષિ વ્યાસકૃત ચંદ્ર સ્તોત્ર : **दधिशंख तुषाराभं क्षीरोदार्णव संभवम् ।**
**नमामि शशिनं सोमं शंभोमुर्कुट भूषणम् ॥**

અર્થ : ક્ષીરસમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ, અતિશુભ્ર વર્ણ ધરાવનાર તથા જે હંમેશા શિવજીના મસ્તકપર બિરાજમાન હોય છે. તેવા ચંદ્રને મારા પ્રણામ
હજો.

સોમ ગાયત્રી :

**ओम पद्मध्वजाय विद्महे हेमरूपाय धीमहि ।**

**तन्नो सोमः प्रचोदयात् ।**

‘હિંગલ’ શબ્દનો અર્થ તમિલમાં ‘ચંદ્ર' થાય છે. ઊર એટલે ગામ. હિંગલૂર એટલે ચંદ્રનું ગામ એવો અર્થ થયો. ચંદ્રનું આ ગામ કાવેરી નદીને કિનારે આવેલા રસ્તા પર છે. બન્ને તરફ ડાંગરની ખેતી હોવાથી આ પ્રદેશ લીલોછમ હોય છે. કેળના બગીચાઓ, નાળિયેરીના બગીચાઓ તથા ખળખળ વહેતાં ઝરણાંઓનો આ પ્રદેશ ખૂબ જ રમણીય છે. મંદિરનો પરિસર રમ્ય છે. અહીં શિવપાર્વતી કૈલાસનાથર અને પેરિયનાયકીના સ્વરૂપે છે. સૂર્યદેવતા પણ પોતાની પત્નીઓ ઉષા અને છાયા સાથે અહીં બિરાજમાન છે. તે ઉપરાંત વિનાયક અને કાર્તિકેયની મૂર્તિઓ છે. અહીં શિવજી દક્ષિણમૂર્તિના સ્વરૂપમાં બિરાજમાન છે. એક હાથમાં તાડપત્રીનું પુસ્તક છે. બીજો હાથ ગાલે ટેકવેલો છે. મુદ્રા ચિંતનશીલ છે. પદ્માસનમાં બેઠેલા છે. તેથી તેમને શિવયોગી તરીકે ઓળખવામાં આવે છે. એમના ચરણ પાસે મુયાલાગણ નામક અજ્ઞાન અને ઉદ્ધતાઈના પ્રતીક સમા વિરોધીઓનો નાશ કરીને બંદોબસ્ત કર્યાનું પ્રતીક છે. સાતમા સૈકામાં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો હશે એવું મનાય છે. આ સિવાય એક તિરુદેવેકાડ નામક ચંદ્રમંદિર પણ છે. આ મંદિર કુંભકોણમ પાસે, ઉડારવણ પાસે કાવેરી નદીને તીરે આવેલું છે. એનું નામ કર્કોટેશ્વર છે. અહીં શિવપિંડીની પૂજા એક કરચલો કરી રહ્યો છે, એવી મૂર્તિ છે. એની સહચારિણી અપૂર્વનાયકી નામે છે. આ મંદિર નંદાલ ઉર્ફે કરચલામંદિરના નામે પણ ઓળખાય છે. લીલાછમ્મ ડાંગરના ખેતરોમાંથી જતો રસ્તો આપણને મંદિર સુધી લઈ જાય છે. આ મંદિરમાં કર્કદોષ અથવા ચંદ્રદોષ માટેની પૂજા કરવામાં આવે છે. ચંદ્રમૂર્તિ બેઠેલી સ્થિતિમાં છે. કારણ કે ચંદ્રને શિવજી જેટલા જ બળવાન ગણવામાં આવ્યા છે. સામાન્ય રીતે બીજા ગ્રહોની મૂર્તિઓ ઊભી સ્થિતિમાં હોય છે.

પ્રસાદ : દહીરસાદમ અર્થાત્ દહીંવાળા ભાતમાં વધાર તથા કેરી અથવા અન્ય મોસમી ફળોના નાના ટુકડા નાખીને બનાવેલી વાનગી અહીં પ્રસાદરૂપે ધરાવાય છે.

## (૩) મંગળસ્થાન : વૈદીશ્વરન કોઈલ

(આ સ્થાન કુંભકોણમથી ૫૦ કી.મી.ના અંતરે આવેલું છે. નાડીગ્રંથ ભવિષ્ય માટે જાણીતું છે.)

મહર્ષિ વ્યાસકૃત મંગળ સ્તોત્ર :

**धरणीगर्भसंभूतम् विद्युतकांति समप्रभम् ।**

**कुमारं शक्तिहस्तं तं मंगलं प्रणमाम्यहम् ॥**

અર્થ : જેના હાથમાં શક્તિસ્વરૂપી વિદ્યુત છે, અને જેની કાંતિ અતિ શુભ્ર છે, એવા ધરણી—પૃથ્વીના પુત્ર મંગળને મારા પ્રમાણ હજો.

અંગારક ગાયત્રી :

**ओम वीरध्वजाय विद्महे विघ्नहस्ताय धीमहि ।**

**तन्नो भौम प्रचोदयात् ।**

તેજસ્વી લાલ રંગ ધરાવનારા, લાલ વસ્ત્રો ધારણ કરનારા, લાલ પુષ્પોને પ્રિય માનનારા, પોતાના ઉગ્ર તેજથી લોકોમાં ભીતિયુક્ત આદર જગાવનારા, ભૂમિના પુત્ર એવા મંગળ ગ્રહનું આ મંદિર ખૂબ જાણીતું છે. પૂર્વદિશામાં ભૈરવનું મંદિર છે. પશ્ચિમ દિશામાં વીરભદ્ર, ઉત્તરમાં કાલી તથા દક્ષિણ દિશામાં કર્પણવિનાયક અને દુર્ગાદેવીનાં ઉપમંદિરો આવેલાં છે. મંગળગ્રહની મૂર્તિ ઘેટા પર બિરાજમાન છે. એક હાથમાં ગદા છે. આઠ ઘોડાઓના સુવર્ણરથમાં બેઠેલી છે. મંગળના અંગારક, કૂજા, શક્તિધરા, લોહિતા, રક્તવર્ણા જેવા નામો તમિલભાષામાં ખૂબ પ્રચિલત છે. મંગળની દશામાં તીવ્રયુદ્ધજન્ય પરિસ્થિતિનો અનુભવ થતો હોય છે. સેનામાં અથવા દવાઓ આપવાની સેવા કરવાવાળા લોકોના જન્માક્ષરમાં મંગળગ્રહ વધુ પ્રભાવશાળી હોય છે. અહીં સેલ્વમુત્યુ કુમારસ્વામીનું મંદિર પણ જાણીતું છે.

## (૪) બુધસ્થાન : તિરુવેનકાડુ

મહર્ષિ વ્યાસકૃત બુધ સ્તોત્ર :

**प्रियंगुकलिका श्याममम रूपेण प्रतिमं बुधम् ।**

**सौम्यं सौम्यगुणोपेतं तं बुधं प्रणमाम्यहम् ॥**

અર્થ : ખૂબ જ સુંદર સ્વરૂપ ધરાવતા, વર્ષે શ્યામ, સૌમ્ય અને શાંત સ્વભાવ ધરાવતા બુધ ગ્રહને મારા પ્રણામ હો,

બુધ ગાયત્રી :

**ओम गजध्वजाय विद्महे सुडहस्ताय धीमहि ।**

**तन्नो बुधः प्रचोदयात् ।**

તમિલ ભાષામાંના 'તિરુ' શબ્દનો અર્થ સંસ્કૃતમાં 'શ્રી' થાય છે. વેન એટલે શ્વેત અને કાડુ એટલે જંગલ, એવો અર્થ છે. શ્વેત વૃક્ષોના જંગલો જ્યાં છે, એ પ્રદેશ બુધનો છે. બુધ એ ચંદ્રના પુત્ર છે તથા પુરુરવાના પિતા છે. બુધને ચંદ્રવંશીય પ્રજાના જનક તરીકે ઓળખવામાં આવે છે. બુધની મૂર્તિ અશ્વારૂઢ છે. લીલા રંગનો અંગરખો ધારણ કરેલો છે. ત્રણ હાથમાં તલવારો અને ચોથા હાથમાં ગદા છે. આ મંદિર નાનું છે અને સહેજ અંદરના ભાગે આવેલું છે. તેથી અર્ચના કરતાં પહેલાં આપણે યોગ્ય દેવતાનું પૂજન કરી રહ્યા છીએ એ વિષે. ખાતરી કરી લેવી. કારણ કે ત્યાં ઘણા ઉપદેવી-દેવતાઓ પણ છે. ભાષા સમજી ન શકવાને લીધે ગોટાળા સર્જાય છે.

શિવજીએ મરુતવાહન નામક રાક્ષસનો નાશ કરવા માટે અઘોરરૂપ ધર્યું હતું. આ અઘોર મૂર્તિનાં અહીં દર્શન થાય છે. મૂર્તિના રૂપથી રૂંવાડાં ખડાં થઈ જાય છે. આ લડાઈમાં નંદીને પણ નવ જગ્યાએ ઈજાઓ થઈ હતી. આ ઈજાઓ દર્શાવતી મૂર્તિ પણ અહીં જોવા મળે છે. એ ઉપરાંત સૂર્ય, ચંદ્ર અને અગ્નિતીર્થ આ તળાવો પણ અહીં છે. આદિ ચિદંબરમના મંદિરની

માફક અહીં પણ શિવજીનાં હસ્તિનટનમ્ સ્વરૂપે દર્શન થાય છે. માઘ મહિનામાં અહીં બાર દિવસનો ઉત્સવ ઉજવવામાં આવે છે.

પ્રસાદ : શુંડલ અર્થાત્ લીલા મગ અને ચોખાની ખીચડી પર મીઠા લીમડાનો વઘાર અને કોપરાનું છીણ ભભરાવીને પ્રસાદ ધરાવાય છે.

## (૫) ગુરૂ : આલંગુડી

(આ સ્થાન કાવેરી નદીના દક્ષિણ કિનારે કુંભકોણમથી ૧૭ કી.મી.ના અંતરે આવેલું છે.)

મહર્ષિ વ્યાસકૃત ગુરૂગ્રહ સ્તોત્ર :

**देवानां च ऋषिनां च गुरुं कांचनसन्निभम् । बुद्धिभूतं त्रिलोकेशं तं नमामि बृहस्पतिम् ॥**

અર્થ : હે બૃહસ્પતિ, સુવર્ણસમાન તેજ ધરાવનારા, દેવો તથા ઋષિઓના પુરોહિત એવા ગુરુને મારા પ્રણામ હજો.

ગુરૂ ગાયત્રી :

**ओम वृषभध्वजाय विद्महे गृणिहस्ताय धीमहि ।**
**तन्नो गुरुः प्रचोदयात् ।**

વાચસ્પતિ ઊર્ફે બૃહસ્પતિ પ્રેમાળ અને દયાળુ ગણાય છે. આલગુડી તેમનું મહત્ત્વનું સ્થાન છે. (અલન એટલે ઝેર અને ગુડી એટલે ધારણ અથવા પ્રાશન કરનાર, એવો આ ગામના મંદિરના નામનો અર્થ છે.) દેવોએ અને દાનવોએ કરેલા સમુદ્રમંથનમાંથી નીકળેલા હળાહળ ઝેરને શિવજીએ પ્રાશન કર્યું અને પૃથ્વીપરની સમગ્ર જીવસૃષ્ટિ તથા માનવોને બચાવી લીધાં. એ પરથી અહીંની શિવમૂર્તિ અબત—આફત, સહાયર~મદદ કરનારના નામે પણ ઓળખાય છે. આ સ્થાન ગુરૂક્ષેત્ર છે. આ પ્રદેશ જૂના જમાનામાં પંચારણ્ય નામે જાણીતો હતો. લીલાંછમ્મ ડાંગરનાં ખેતરો અને લિલીના ફ્લોથી શોભતા તળાવોને લીધે આ પ્રદેશ ખૂબ જ રમણીય લાગે છે.

મંદિર પાંચ માળનું અને સુંદર કોતરણીવાળા ગોપુરો ધરાવનારું છે. ખૂબ વિશાળ છે. મંદિરની ચોતરફ કોટ અને બહાર ખાઈ છે. આ મંદિર લગભગ ૧૪૦૦ વર્ષ જૂનું હોવાનું મનાય છે. પ્રદક્ષિણાના માર્ગ પર વિનાયક, સૂર્ય, શનિદેવ, નટરાજ, શુક્ર, અગસ્ત્ય તથા પાર્વતી અમ્મનનાં ઉપમંદિરો આવેલાં છે. અહીં દીપ અર્ચનાનો રિવાજ છે. કેટલાંક લોકો પોતાની ઉંમરના વર્ષો જેટલા દીવા પ્રગટાવે છે, તો કેટલાક ૨૪ પ્રદક્ષિણાઓ રૂપે દીવા પ્રગટાવે છે. પીતવસ્ત્રો, માટીના તેલ અથવા ઘી ભરેલાં કોડિયાં અને દીવાસળીની પેટી વગેરે ઉપલબ્ધ હોય છે. દીવેટ પર કપૂરનો ભૂકો ભભરાવવાથી દીવા તરત પ્રગટે છે અને મનને આનંદ મળે છે.

ગુરુગ્રહની મૂર્તિની પૂજા સાથે વિનાયક, અગસ્ત્ય આદિની પૂજા પણ કરવામાં આવે છે. બેઠી દડીની અને સ્થૂળ પેટ ધરાવતી મુનિ અગસ્ત્યની મૂર્તિ તરત ઓળખી શકાય છે. ચૈત્રી પૂર્ણિમા, પોષ મહિનામાં પુષ્યનક્ષત્રના દિવસે, ફાગણ મહિનામાં ઉત્તરાફાલ્ગુની નક્ષત્રના દિવસે ઉત્સવોની ઉજવણી ખૂબ મોટા પાયે થતી હોય છે.

<u>તિરુતેનકુડી</u> : આ મંદિર તંજાવરથી પાંચ કી.મી.ના અંતરે આવેલું છે. ગુરૂની પૂજા થાય છે. આ મંદિર કાળા પથ્થરમાંથી બનાવેલું છે. આ મંદિરમાં ચંદ્રકાન્ત નામક પાષાણ છે, જે હવામાંનો ભેજ શોષી લે છે અને ભીનો રહે છે. આ મંદિરમાં આવેલી શિવમૂર્તિ પર આવા ચંદ્રકાન્ત પાષાણ દ્વારા નૈસગિક રીતે જળાભિષેક થતો રહે છે. અહીં એક વિસ્તીર્ણ જળાશય છે. ત્યાં શિવજીની પૂજા સ્વયમગંદેવરના સ્વરૂપે થાય છે. માતા પાર્વતી સુંદરકુંડલ અંબિકાઈ નામે પૂજાય છે. એ ઉપરાંત ગુરુપેયારચી નામક એ ગુરૂનું ઉપમંદિર પણ છે. આ જ પરિસરમાં વિનાયક, કાર્તિકેય, નટરાજ તથા ગજલક્ષ્મીનાં પણ ઉપમંદિરો છે.

પ્રસાદ : ચણાની દાળ પલાળીને, વધાર કરીને કોપરું ભભરાવીને પ્રસાદ
તરીકે ધરાવાય છે.

## (૬) શુક્રસ્થાન : કંચનૂર

(આ સ્થાન કુંભકોણમથી ૧૨ કી.મી.ના અંતરે આવેલું છે.)

મહર્ષિ વ્યાસકૃત શુક્રગ્રહ સ્તોત્ર :

**सर्व शास्त्रप्रवकतारं भार्गवं प्रणमाम्यहम् ॥**

**हिमकुंद मृणालाभभदैत्यानाम परमं गुरूम् ।**

અર્થ : દૈત્યોના ગુરૂ, સકળ શાસ્ત્રોના જ્ઞાતા, ભાર્ગવ નામ ધરાવતા, કમળનયન, હિમકુંદ સમાન સૌન્દર્યવાન શુક્રને મારા પ્રણામ હજો.

શુક્ર ગાયત્રી :

**ओम अश्वध्वजाय विद्महे धनुर्हस्ताय धीमहि ।**

**तन्नो शुक्र प्रचोदयात् ।**

મંદિર કથા : કાંચનાર નામક એક શિવભક્તને મોટી ઉંમરે એક કન્યાની પ્રાપ્તિ થઈ. એ કન્યા નામે પરવઈ જ્યારે મોટી થઈ, ત્યારે એનાં લગ્ન ચૌલવંશીય સરદાર કાલીકકમર સાથે નક્કી થયાં. દક્ષિણભારતમાં જે વસ્તુ પોતાને અતિપ્રિય હોય, તે પ્રભુને ચરણે અર્પણ કરવાની પ્રથા છે. આ પ્રથા અનુસાર ત્યાંની સ્ત્રીઓ પોતાના લાંબા વાળ પ્રભુને અર્પણ કરે છે. ઉત્તર ભારતમાં કેશવપન અશુભ મનાય છે. પણ દક્ષિણ ભારતમાં તેને બલિદાનના સ્વરૂપે ઓળખવામાં આવે છે. પણ લગ્ન વખતે પોતાની દીકરી માથે મુંડન કરાવેલી હાલતમાં કેવી દેખાશે, એની પિતાને ચિંતા થઈ. પણ પરવઈની ભક્તિથી પ્રસન્ન થઈને શિવપાર્વતીએ તેને તેના વાળ પાછા આપ્યા. આ મંદિર અંગે બીજી પણ કેટલીક આખ્યાયિકાઓ છે. મથુરાના રાજા કંસ જ્યારે બીમાર હતા, ત્યારે તેમને માંદગીમાંથી મુક્ત થવા માટે પલાશવૃક્ષ (કેસૂડો)ના અગ્નિશ્વરની પૂજા કરવાની સલાહ આપવામાં આવી હતી. એને લીધે તેમને આરોગ્યની પ્રાપ્તિ થઈ પણ ખરી.

મંદિર : આ મંદિર અગ્નિશ્વર તથા કર્પગ એબિગઈ (પાર્વતી)ના નામે પ્રખ્યાત છે. પ્રમુખ મંદિર ખૂબ જ ભવ્ય છે. સુંદર મૂર્તિઓ તથા ચિત્રો પરથી તેના પ્રાચીન હોવાની ખાતરી થાય છે. અહીં જે નંદી છે, તે લીલો ચારો ખાઈ રહ્યો હોવાની મુદ્રામાં છે. અન્ય ઠેકાણે નંદી જીભ બહાર કાઢીને બેઠેલો જોવા મળે છે.

પ્રસાદ : મોચ્છઈ પરપુ સાદમગ અર્થાત મગની દાળ પલાળીને, તેમાં વધાર કરીને પ્રસાદ ધરાવાય છે. આ પ્રસાદ તીખો પણ સ્વાદિષ્ટ હોય છે. તેમાં ભાત ભેળવવામાં આવતો નથી.

## (૭) શનિસ્થાન : તિરુનલ્લાર

(આ સ્થાન કુંભકોણમથી ૫૦ કી.મી.ના અંતરે નલ્લાર નદીને તીરે આવેલું છે.)

મહર્ષિ વ્યાસકૃત શનિગ્રહ સ્તોત્ર :

**नीलांजन समाभासम रविपुत्रम यमाग्रजम ।**

**छाया मार्तंडसंभूतम् तं नमामि शनैश्वरम् ॥**

અર્થ : સૂર્યના પુત્ર, યમરાજાના ભાઈ, છાયાના પુત્ર એવા નીલવર્ણી કાંતિ ધરાવતા શનિદેવને મારા પ્રણામ હજો.

શનિ ગાયત્રી :

**ओम काकध्वजाय विद्महे खड्ग हस्ताय धीमहि ।**

**तन्नो मंदः प्रचोदयात् ।**

મંદિર રચના : આ પ્રદેશમાં અર્થાત્ કરાઈકલ પ્રાંતમાં અગાઉ ફ્રેન્ચ વસાહત હતી. તેથી આજે પણ અહીંનો પ્રદેશ ખુબ સ્વચ્છ અને વ્યવસ્થિત લાગે છે. મંદિરની બાહ્ય સજાવટ પરથી આ મંદિર અગિયારમા સૈકામાંના ચૌલ રાજવંશનું હશે એવું લાગે છે. મંદિરનું ગોપુર પાંચ માળનું છે. શનિમંદિરમાં મૂર્તિની પાછળ સોનાની કાગડાની મૂર્તિ છે. શનિને અત્યંત પ્રિય એવી દર્ભ વનસ્પતિ આ મંદિરમાં શનને ખાસ અર્પણ કરાય છે. એનાથી શનિની પીડા નાશ પામે છે અથવા ઓછી થાય છે. નાની ઉંમરે મૃત્યુ ન આવે એ માટે શનિના આશીર્વાદ લેવામાં આવે

છે, અને દીર્ઘાયુષ્યની પ્રાપ્તિની કામના કરવામાં આવે છે. શનિદેવની કૃપાથી આશ્ચર્ય પમાડે તેવાં શુભ ફળો પ્રાપ્ત થાય છે. ખજાનો પણ મળે છે.

શિનને ખરાબ ફળ આપનાર ગ્રહ તરીકે માનવામાં આવે છે. શનિની પનોતીની બીક દરેકના હૈયામાં હોય છે. આ ગામમાં બ્રહ્મ તીર્થ, સરસ્વતી તીર્થ, અગસ્ત્ય તીર્થ, હંસ તીર્થ તથા નળ તીર્થ નામક તળાવો આવેલા છે. બ્રહ્મતીર્થમાં સ્નાન કરીને પહેરેલાં વસ્ત્રો પાણીમાં છોડી દેવાથી નવા ચૈતન્યનો અનુભવ થાય છે. તેની પાસે વિનાયક મંદિરમાં, પ્રવેશ દ્વાર પાસે એક દીવાલ પર નારિયેળને જોરથી ફેંકીને, તોડી નાખીને અર્પણ કરવાનો રિવાજ છે. શનિદેવનું યોગ્ય સન્માન ન કરવાથી નલરાજાને વેઠવી પડેલી પીડાનું વર્ણન નલદમયંતી આખ્યાનનાં આવેલું છે, અને જાણીતું પણ છે.

અહીંનું શિવલિંગ સ્વયંભૂ છે. આ મંદિરમાં દીપઅર્ચનાનો રિવાજ છે. તે ઉપરાંત ગરીબોને અન્નદાન તથા વસ્ત્રદાન પણ કરવામાં આવે છે. આ મંદિરમાં શનિદેવ સિવાય કોઈપણ દેવીદેવતાના ઉપમંદિરો નથી.

<u>તિરુવળચૂલી</u> : શનિદેવનું આ સ્થાન તિરુનલ્લાર જેટલું જાણીતું નથી. તેમ છતાંય એ એક જાગૃત સ્થાન છે. આ મંદિર કુંભકોણથી પાંચ માઈલ દૂર અને સ્વામીમલાઈથી એક કી.મી. દૂર આવેલું છે. આ મંદિરમાં શિવજી ભૈરવરૂપે બિરાજે છે, અને શ્વાન પર આરૂઢ થયેલા છે. કાવેરી નદીમાં સ્નાન કરીને મંદિરમાં દર્શન કરવાથી લાભ થાય છે, એવી માન્યતા છે.

<u>પ્રસાદ</u> : ઈલશાગમ સોનેરી રંગના થાય ત્યાં સુધી શેકેલા તલનો વઘાર કરીને એ વઘાર ભાતમાં ભેળવીને પ્રસાદ ધરાવાય છે.

## <u>(૮) રાહુસ્થાન : તિરુનાગેશ્વર</u>

(આ સ્થાન કુંભકોણમથી ૫ કી.મી. દૂર આવેલું છે.)

<u>મહર્ષિ વ્યાસકૃત રાગ્રહ સ્તોત્ર</u> :

**अर्धकायं महावीर्यं चंद्रादित्य विमर्दनम् ।**

**सिंहिका गर्भ संभूतम् तं राहुम् प्रणमाम्यहम् ॥**

અર્થ : સિંહિકાના ગર્ભ તરીકે જન્મ લેનારા, અર્ધ માનવનું સ્વરૂપ ધરાવનારા, ચંદ્ર તથા સૂર્યને સહેલાઈથી પરાભૂત કરનારા, અતિ બલાવ રાહુને મારા પ્રણામ હજો.

રાહુ ગાયત્રી :

**ओम नागध्वजाय विद्महे पद्महस्ताय धीमहि ।**

**तन्नो राहुः प्रचोदयात् ।**

મંદિર ઈતિહાસ : તિરુનાગેશ્વર મંદિર કુંભકોણમથી પાંચ કી.મી.ની દૂરી પર આવેલું છે. આ મંદિર તમિલનાડુમાંના અતિભવ્ય શિવમંદિરોમાંનું એક છે. લગભગ ૧૫ એકર જેટલી વિશાળ જગ્યામાં આ મંદિર આવેલું છે. આ મંદિરનો ઈતિહાસ ૧૫૦૦ વર્ષ જૂનો હોવાનું મનાય છે. આ મંદિર ચૌલ રાજાઓના વહીવટ દરમિયાન નિર્માણ થયેલું છે. મંદિરના નૈઋત્ય ખૂણામાં રાહુની મૂર્તિ આવેલી છે. મંદિર ફરતે મજબૂત અને વિશાળ કોટ છે. સમગ્ર પરિસરમાં અનેક ઉપમંદિરો, મંડપો છે. સો થાંભલા ધરાવતો મંડપ છે. ધ્વજસ્તંભ, બલિપીઠ તથા શૂલતીર્થ નામક વિશાળ તળાવ પણ છે.

અહીં રાહુદેવતા નાગસ્વરૂપે માતા સિંહિકા તથા પત્ની ચિત્રલેખા સાથે બિરાજમાન છે. પ્રથમ પત્ની મૃત્યુ પામી હોય તો બીજી પત્નીના દીર્ઘાયુષ્ય માટે અહીં રાહદોષનું નિવારણ તથા પ્રાર્થના-અર્ચના કરવામાં આવે છે.

રાહુકાલ : દરેક દિવસમા દોઢ કલાક એવો હોય છે, જે રાહુકાલ તરીકે ઓળખવામાં આવે છે. આ સમય દરમિયાન શુભકાર્ય, પ્રવાસ, ખરીદી અથવા કોઈપણ અગત્યના કાર્યો કરવામાં આવતા નથી. રવિવારના રાહુકાલ દરમિયાન આ મંદિરમાં રાહુની ખાસ પૂજા કરવામાં આવે છે. દૂધનો અભિષેક હોય છે. મૂર્તિને જયારે દૂધનો અભિષેક થતો હોય છે, ત્યારે દૂધનો રંગ આછો ભૂરાશ પડતો લાગે છે. રવિવારની પૂજામાં દૂધનો અભિષેક અને અર્ચના કરવામાં આવે છે. અભિષેક અર્ચના માટે હાજર રહેવું શક્ય ન હોય તો પોસ્ટ દ્વારા પૈસા મોકલીને

અભિષેક-અર્ચના કરાવી શકાય છે તથા પ્રસાદ પણ મેળવી શકાય છે. દિવસમાં ત્રણ વખત રાહુપૂજા થતી હોય છે. દરેક વખતે સો સવાસો જેટલા પૂજાર્થીઓ હોય છે.
કહેવાય છે કે આ મંદિરમાં મહર્ષિ ભૃગુજીએ તપશ્ચર્યા કરી હતી. શિવજીની મૂર્તિ ઉપરાંત અહીં સંત સુંદર તથા તેમની પત્ની પરવાઈની મૂર્તિઓ પણ છે. અહીંની હાથવણાટની ઝીણી કિનારીની ધોતીઓ પ્રખ્યાત છે. ચંપાના ફૂલોનું મહત્ત્વ પણ વધુ છે.
પ્રસાદ : ઉત્તલમ પુરુપ્પુ સાદમ અર્થાત્ તળેલી અડદની દાળ અને વધાર નાખેલા ભાતનો પ્રસાદ ધરાવવામાં આવે છે.

## (૯) કેતુસ્થાન : કીળપેરુમપલ્લમ

(૧) કીળપેરુમવલ્લમ કુંભકોણમથી ૬૫ કી.મી.ના અંતરે આવેલું છે. (૨) કાલહસ્તી મંદિર રેનીગુંઠા સ્ટેશનથી ૨૫ કી.મી.ના અંતરે આવેલુ છે.
(૩) શિવમયિમ મંદિર કુંભકોણમ પાસે આવેલું છે.
મહર્ષિ વ્યાસકૃત કેતુગ્રહ સ્તોત્ર :

**पलाशपुष्प संकाशमतारकाग्रह मस्तकम् ।**
**रौद्रं रौद्रात्मकं घोरम तं केतुं प्रणमाम्यहम् ॥**

અર્થ : પલાશ (કેસૂડો) પુષ્પસમાન વર્ણવાળા, તારકા ગ્રહનું મસ્તક ધરાવતા, રૌદ્ર સ્વરૂપી કેતુને મારા પ્રણામ હજો .
કેતુ ગાયત્રી :

**ओम अश्वध्वजाय विद्महे शूलहस्ताय धीमहि ।**
**तन्नो केतुः प्रचोदयात् ।**

સ્થાન મહિમા : કેતુ અને રાહુ એ ચંદ્ર તથા સૂર્યની કક્ષાઓના છેદનબિંદુઓ છે. તેથી જન્માક્ષરમાં હંમેશા સામસામે હોય છે. પૌરાણિક કથા અનુસાર સમુદ્રમંથનમાંથી નીકળેલા અમૃતનો એક ઘૂંટડો કેતુએ પીધો, પણ તે તેના પેટમાં પહોંચે એ પહેલાં તેનો શિરચ્છેદ થયો

અને તે બાદ તેને પાંચફેણવાળા સર્પનું મસ્તક જોડી આપવામાં આવ્યું. માલિએ કેતુને કાળા કપડાનો રથ અર્પણ કર્યો. આ રથને દસ ઘોડા છે. કેતુના એક હાથમાં ગદા છે. બીજો હાથ વરદ મુદ્રામાં છે. ચાંદીના પતરાથી મઢાવેલા સર્પરાજ તરીકે આ મૂર્તિનું વર્ણન કરવામાં આવે છે. જેમના જન્માક્ષરમાં શુક્રગ્રહ શુભસ્થાનમાં હોય તેમને કેતુમંદિરમાં અર્ચના કરવાથી અકસ્માત માલામાલ થવાની શક્યતા રહેલી હોય છે. તેથી અહીં આવી અર્ચના કરવામાં આવે છે.

કાલહસ્તી : નાડીગ્રંથોમાં આ કેતુસ્થાનનો ઉલ્લેખ ઘણી વખત મળી આવે છે. આ સ્થાન પ્રખ્યાત છે. મંદિર ભવ્ય અને વિશાળ છે. આ મંદિર રેનીંગુંઠાથી તિરૂપતિના રસ્તે ૨૫ કી.મી.ના અંતરે આવેલું છે. કાર્તિક તથા જેઠમાસનું અહીં વધુ મહત્ત્વ છે. કેતુની પીડા માટે આ બે મહિનાઓમાંના રવિવારે પૂજા કરવી અગત્યની ગણાય છે.

શિવમજિયમ : આ મંદિર કુંભકોણમ પાસે આવેલું છે. મંદિર ભવ્ય છે.

આ મંદિરમાં કેતુ ઉપરાંત શનિ તથા રાહુનાં સ્થાનો પણ છે, ચંદનવૃક્ષને અહીં પવિત્ર માનવામાં આવે છે. સર્પદોષ માટે અહીં શાંતિ કરાવવી જરૂરી છે. પ્રસાદ : કોલ્સપોળી સાદમ અર્થાત ભાતમાં પલાળેલી ચણાની દાળ નાંખીને તેમાં વધાર કરેલો તીખો ભાત અહીં ધરાવવામાં આવે છે.

## નવગ્રહયાત્રા કઈ રીતે કરી શકશો ?

આ યાત્રા માટે મુંબઈથી જઈ શકાય છે. તે સિવાય તિરુપતીકાંચીપુરમ્–
વિલ્લુપુરમ-ત્રિચી-મદુરાઈ થઈને જતી નાગરકોઈલ ટ્રેન પણ સગવડભરી છે. ટેક્સી અથવા બસમાં જવું હોય તો ચેન્નઈ સ્ટેશને ઉતરીને ત્યાંથી સાત કી.મી. દૂર આવેલા સેન્ટ્રલ બસ સ્ટેશને જવું પડે છે. ત્યાંથી વૈદીશ્વરન કોઈલની બસો મળી શકે છે. વૈદીશ્વરન કોઈલથી ટેક્સીમાં નવગ્રહ મંદિરોની જાત્રા થઈ શકે છે. ડ્રાઈવરને અંગ્રેજી આવડતું હશે તો સારુ રહેશે. રાહુ, મંગળ, શનિ તથા ગુરુગ્રહના મંદિરોમાં લાંબી લાઈનો હોય છે. સૂર્યમંદિરમાં પૂજા માટે

બે કલાક જેટલો સમય ફાળવવો પડે છે. ચંદ્રનું મંદિર બપોરે ચાર કલાક બંધ હોય છે. અહીંથી પોંડીચેરી, ચિદમ્બરમ, કુંભકોણમ, તિરુવન્નમલાઈ તથા તાંજોર જવા માટેની બસો મળી શકે છે.

હોટલની વ્યવસ્થા : નોન એસી ડબલરૂમ રૂા. ૩૦૦ અને તેથી વધુમાં મળી રહે છે. વૈદીશ્વરન કોઈલમાં સદાભિષેકમ અને અભિષેક નામક હોટલો સારી છે. જમવામાં ભાત, રસમ, સાંભાર ખાવાની તૈયારી રાખવી. નવગ્રહ યાત્રા માટે ત્રણ દિવસ પૂરતા છે. પ્રવાસ ખર્ચ લેખે એક વ્યક્તિ દીઠ એક દિવસનો ખર્ચો રૂા. ૧૫૦૦ જેટલો ગણવો ઠીક રહેશે.

મંદિરમાં પૂજા—અર્ચના, જળ–સાધના કરવાથી, દીપ પ્રકટાવવાથી જે ફળ મળે છે તેની પાછળની વૈજ્ઞાનિક કારણમીમાંસા શી છે ?

નવગ્રહમંદિરોમાં દર્શન-પૂજા-અર્ચના કર્યા બાદ પ્રાપ્ત પરિસ્થિતિનો હિંમતભેર સામનો કરવાનો, તક ઝડપી લઈને તેનો સદુપયોગ કરવાનો નિશ્ચય કરવો જરૂરી છે. મંદિરના સ્થાપત્યનો આસ્વાદ લેવાથી, ચિત્રો તથા મૂર્તિઓની મદદથી ઈતિહાસ જાણવાથી, દીપ પ્રગટાવીને અંધકારમાં ખોવાઈ ગયેલો ભવિષ્યનો માર્ગ શોધી કાઢવાથી, પ્રદક્ષિણા કરતી વખતે સ્તોત્રપઠન, કાવ્ય, જાપ, સાધના કરવાથી આવનાર શ્રધ્ધાળુની મનસ્થિતિ સકારાત્મક અને હિંમતસભર થવામાં મદદ થાય છે. મંદિરના પવિત્ર વાતાવરણમાં સત્પ્રવૃત્તિના તરંગો, અનુકંપનોને આકર્ષિત કરવાની શક્તિ હોય છે. આ રીતે બધા જ શ્રદ્ધાળુઓની સત્પ્રવૃત્તિનું પ્રક્ષેપણ થતું રહે છે અને તેને લીધે મંદિર પરિસરમાંની શાંતિ હંમેશા આલ્હાદકારક અને ધીરગંભીર હોવાનો અનુભવ થાય છે. એ સમયે આજુબાજુનો ઘોંઘાટ, ગંદકી, ગીચતા વગેરે તરફ ધ્યાન આપ્યા વગર જે વ્યક્તિ પોતાના મનને સકારાત્મક સ્થિતિમાં લઈ જઈ શકે છે, પોતાના મનમાં સહાનુભૂતિનાં સ્પંદનો તથા અનુકંપનો ઉત્પન્ન કરી શકે છે, તેને પ્રભુ ફળ આપ્યા વગર રહેતા નથી.

માતા અને ગર્ભ એકબીજા સાથે નાળથી જોડાયેલા હોય છે. તેથી જ માતાને થતી ઈચ્છાઓને ગર્ભની ઈચ્છાઓ માનવામાં આવે છે. તે જ રીતે ઈશ્વરરૂપી માતાના વિશ્વરૂપી શરીર સાથે માનવી પણ શ્રદ્ધા તથા ભક્તિરૂપી ગર્ભનાળથી જોડાયેલો છે. તેથી તેની અને ઈશ્વરની ઈચ્છા sympathetic vibrations ના નિયમ અનુસાર એક બની જાય છે. શ્રદ્ધાળુ માનવીની ઈચ્છા પૂરી થવા પાછળ આ કારણ છે. ઈચ્છા પૂર્ણ થવી, માનતા, બાધા આખડીનું સારું ફળ મળવું, એ બધાં પાછળ આ જ સિદ્ધાંત કામ કરે છે. ટૂંકમાં સાચી ભક્તિથી અને શ્રદ્ધાથી કરેલું કોઈપણ કાર્ય ફળ કઈ રીતે આપે છે એની શાસ્ત્રીય કારણમીમાંસા કેમર ર, યુગ, પોપ આદિ પશ્ચિમી શાસ્ત્રજ્ઞોએ આપેલી છે. ક્રમબદ્ધતા—seriality તથા ધટનાત્મકતા-synchronicity આ બંને ઈશ્વરનિર્મિત ગુણધર્મો છે અને આ બાબત વિજ્ઞાને પણ માન્ય રાખેલી છે.

(લેખક : પ્રાચાર્ય અયાનંદ ગળતગે)




વેબસાઈટનું ઉદ્‌ઘાટન કરતાં ડૉ. વિજય ભટકર, શ્રી ઉદય મહેતા તથા શ્રી શશિકાંતભાઈ ઓક

# પ્રકરણ ૪

# દક્ષિણની આ શ્રદ્ધાયાત્રાનું શું મહત્ત્વ છે?

સનાતન ધર્મના તત્ત્વજ્ઞાનના બે મુખ્ય આધાર છે. પુનર્જન્મ સિદ્ધાંત અને કર્મફળ સિદ્ધાંત. પુનર્જન્મ સિદ્ધાંતમાં પુરાવા વગર વિશ્વાસ રાખવો કઠિન છે. આ પુરાવાઓ નાડીગ્રંથો પૂરા પાડે છે. કારણ કે દરેક વ્યક્તિની વર્તમાન જન્મની સ્થિતિ પાછળ તેના પૂર્વજન્મોના ફળો જ કારણભૂત હોય છે.

નાડીગ્રંથના રચયિતા મહર્ષિઓ તેમના અતિન્દ્રિય જ્ઞાનની મદદથી પૂર્વજન્મના કર્મો પર આ જન્મના સત્કર્મોની મદદથી વિજય પ્રાપ્ત કરવા માટે આપણને માર્ગદર્શન આપે છે. આ માર્ગદર્શન મોટે ભાગે ૧૩મા અને ૧૪મા કાંડમાં આપવામાં આવે છે.

મંદિરોમાં જઈને દર્શન કરવા, અન્નદાન, વસ્ત્રદાન, જળદાન, દક્ષિણા, દીપદર્શન દીનદુઃખિયાની સેવા જેવા સત્કર્મો કરવાથી આપણને તેમના તૃપ્ત, આનંદી અને આશીર્વાદાત્મક તરંગ-સ્પંદનોનો લાભ મળે છે. આ આશિષને લીધે આપણા પૂર્વજન્મના કુકર્મોની ખરાબ અને નકારાત્મક અસર નાશ પામે છે અને આ જન્મે એ પાપોમાંથી મુક્તિ મળે છે, એવું શાસ્ત્રપ્રમાણ છે. પશ્ચિમી દેશોમાં પુનર્જન્મ વિષે ખૂબ સંશોધન થઈ ચૂક્યું છે અને પુનર્જન્મ સિદ્ધાંત સત્ય છે તેવું સાબિત પણ થયું છે.

કેટલાંક ધર્મો પુનર્જન્મ સંકલ્પનામાં વિશ્વાસ ધરાવતા નથી. પણ અંતિમ ન્યાય અથવા અંતિમ મુક્તિદિન પછી આ આત્માઓ સ્વર્ગમાં જાય છે એમ તેઓ માને છે. એક રીતે આ પણ પુનર્જન્મ જ છે. પુનર્જન્મ સિદ્ધાંત કર્મફળસિદ્ધાંત પર આધારિત છે. સારાનરસાં કર્મોના ફળસ્વરૂપે પુનર્જન્મ ભોગવવો જ પડે છે. વર્તમાન સમયમાં નૈતિકતાના તત્ત્વજ્ઞાન અનુસાર વ્યક્તિના સારાનરસાં કર્મોનો વિચાર થાય છે અને તે અનુસાર તેને શિક્ષા અથવા સન્માન પ્રાપ્ત થાય છે. પણ એમાં કેટલાંક કુકર્મો પણ નૈતિકતાનો અંચળો ઓઢી લેતાં હોય

છે; અને ખોટો ન્યાય મળવામાં સહાયતા થાય છે. પણ પુનર્જન્મ સિદ્ધાંતમાં આવા કોઈ અંચળાઓને સ્થાન નથી. આપણા કુકર્મોની નોંધ દિવ્ય આકાશીય લેખોમાં એટલી ચોક્સાઈપૂર્વક થઈ જાય છે, કે વર્તમાન અથવા ભવિષ્યના જન્મોમાં તેમનાં ફળો ભોગવ્યા વગર કોઈ છૂટી શકતું નથી. યોગી અરવિંદે પોતાના સાવિત્રી નામક મહાકાવ્યમાં **Fruits of forgotten deeds** તરીકે કર્મફળોનો ઉલ્લેખ કર્યો છે. કર્મફળો માનવીને ભોગવવાં જ પડે છે.

હિન્દુ સંસ્કૃતિમાં નવગ્રહોનું ખાસ મહત્ત્વ છે. જ્યોતિષશાસ્ત્રને ઉપવેદ તરીકે માનવામાં આવે છે. જ્યોતિષશાસ્ત્રનો આધાર આકાશીય ગ્રહોના ભ્રમણ પર રહેલો છે. આકાશીય પિંડોના ભ્રમણનો સારો અથવા ખરાબ પ્રભાવ પૃથ્વીની જીવસૃષ્ટિ પર થાય છે. આ રહસ્ય પ્રાચીન ઋષિઓ સારી પેઠે જાણતા હતા. તેમણે પોતાના નિરીક્ષણ દ્વારા, પોતાની પ્રજ્ઞા દ્વારા આ બધા પ્રભાવોની પાછળના નિયમો શોધી કાઢ્યા અને નોંધી પણ રાખ્યા.

આ આકાશીય પિંડોની ભ્રમણકક્ષા તથા કક્ષાને પેલે પાર આવેલા અવકાશના નિરીક્ષણ બાદ દરેક ગ્રહને નામ આપવામાં આવ્યું. તેમના ભ્રમણની ચુંબકીય શક્તિ અને તેમના દ્વારા ઉત્સર્જિત થનાર કિરણો અથવા ઈલેક્ટ્રોમેગ્નેટીક તરંગોનો અભ્યાસ કરવામાં આવ્યો અને તે પરથી દરેક ગ્રહનું માનવી સ્વરૂપ તથા ગુણવિશેષો નક્કી કરવામાં આવ્યા. તેમને દેવતા સ્વરૂપ માનવામાં આવવા લાગ્યા. તેમની આરાધના ઉપાસના કરીને ભાવનિક આધાર મેળવવા માટે આ ગ્રહોને દેવસ્વરૂપ માનીને તેમનાં મંદિરો સ્થાપવામાં આવ્યાં.

આ નવગ્રહ મંદિરો મોટે ભાગે દક્ષિણ ભારતમાં કાવેરી નદીના પ્રદેશમાં કુંભકોણમની આસપાસ આવેલાં છે. છેલ્લાં ૧૫૦૦ થી ૨૦૦૦ વર્ષોના ઈતિહાસમાં આ મંદિરોનો ઉલ્લેખ કેટલાયે પ્રાચીન કાવ્યોમાં, ભક્તિગીતોમાં ઘણી વખત જોવા મળે છે. સૌથી વધુ મહત્ત્વ શિવમંદિરોની શિવપૂજાનું છે. પણ બીજા ક્રમે તો નવગ્રહ મંદિરો જ છે. દરરોજ હજારો શ્રદ્ધાળુઓ નાડીગ્રંથમાંના આદેશનું પાલન કરવા માટે આ મંદિરોમાં આવીને પૂજા—અર્ચના~ અભિષેક વગેરે કરાવતા હોય છે. એ સિવાય મહારાષ્ટ્રમાં શિંગણાપુર ખાતે આવેલું

શનિમંદિર, કોણાર્ક ખાતે આવેલું સૂર્યમંદિર, કાશ્મીરમાં અવંતીપુર ખાતે આવેલું માર્તંડ મંદિર વગેરે પણ ખૂબ જાણીતા છે. વળી, કેટલાયે મંદિરો સમયના વહેણમાં નાશ પામી ચૂક્યાં છે. પ્રાચીન સમયમાં મંદિરો માત્ર પૂજાસ્થાનો ન હતાં. ધાર્મિક, સાંસ્કૃતિક તથા રાજકીય કાર્યોના મુખ્ય કેન્દ્રસ્થાનો હતાં. મંદિરોનું નિર્માણ, સંરક્ષણ, વહીવટ તથા અર્થવ્યવસ્થા રાજાઓ ધનિક વેપારીઓ તથા વિદ્‌વાન બ્રાહ્મણોને હસ્તક રહેતી. નવગ્રહ મંદિરોની આ ઓળખ શ્રદ્‌ધાવાન દર્શનાર્થીઓને તથા યાત્રાળુઓને ઉપયોગી નીવડે એ માટે ખાસ આપવામાં આવી છે.

તમિલનાડુમાં આવેલા બીજા કેટલાંક મંદિરો પણ પોતાની આગવી વિશેષતા ધરાવે છે. આ મંદિરોનો ઉલ્લેખ પણ નાડીગ્રંથમાં વારંવાર આવતો હોય છે. સંકટનિવારણ માટે, આરોગ્યની પ્રાપ્તિ માટે અથવા બીજા કોઈ ખાસ કામ માટે આ મંદિરોની મુલાકાત મદદરૂપ થઈ પડે છે.

(૧) તિરુમનન ચેરી ખાતે આવેલું શિવપાર્વતીનું કલ્યાણ સુંદરમ મંદિર વિવાહ અંગેની સમસ્યાઓના સમાધાન માટે જાણીતું છે. ઘણી વખત એવું જોવા મળે છે કે કન્યા ભણવામાં હોંશિયાર, ઘરકામમાં કુશળ, સારી આવક ધરાવતી, સારા સંસ્કારી કુટુંબની હોય છે, મૂરતિયો પણ નીરોગી, ખૂબ સરસ કમાણી ધરાવતો, વિદેશમાં વસતો, મહેનતુ હોય છે. પણ લગ્નનો મેળ પડતો નથી હોતો. આ સમસ્યાનું નિરાકરણ કરવા માટે નાડી મહર્ષિઓ તિરુમનનચેરી ખાતે આવેલા આ મંદિરમાં જઈને શિવપાર્વતીને ફૂલહાર ચડાવીને તેમના આશીર્વાદ લેવાની સલાહ આપે છે. પ્રસ્તુત લેખકના બાળકો માટે આવો આદેશ. નાડીગ્રંથમાંથી મળેલો છે. તિરુમનનચેરી માયાવરમથી ૨૫ કી.મી.ના અંતરે આવેલું છે. સવારે આઠ વાગ્યે પહોંચી જવું જરૂરી છે. ૧૦. રૂપિયાની ટીકીટ હોય છે. પૂજા માટેની આ ટીકીટ લઈને, ફૂલહાર તથા ઈતર પૂજાપો ખરીદી લઈને લાઈનમાં રોકાવું પડે છે. પૂજા સમયે એક તરફ બધી લગ્નોત્સુક કન્યાઓને બેસાડવામ આવે છે અને બીજી તરફ લગ્નોત્સુક યુવકોને બેસાડવામાં આવે છે. વચ્ચેની જગ્યામાં પરિણિત યુગલો બેસે છે. બીજા દર્શનાર્થીઓ થોડા પાછળ બેસે છે. પૂજારી બધા પાસેથી ફૂલહાર સ્વીકારીને પૂજાની તૈયારી કરે છે. તમિળ ભાષામાં આરતી તથા પૂજા

થાય છે. પૂજા સંપન્ન થયા બાદ મુખ્ય પૂજારીજી લગ્નોત્સુક યુવક-યુવતીઓને આદેશ આપે છે કે અમે અમારાં લગ્ન ખૂબ સારે ઠેકાણે તથા જલદી થાય એ કામનાથી આવેલા છીએ. કામના પૂરી થયા બાદ જીવનસાથી જોડે ફરીથી અહીં આવીને સંકલ્પ પૂજાની પૂર્તિ કરીશું. ત્યાં સુધી પ્રસાદ તરીકે મળેલો હાર સાચવી રાખીશું. આવી પ્રાર્થના દરરોજ કરવાની હોય છે, અને આચરણ શુદ્ધ રાખવાનું હોય છે. રોજ પૂજા કરવા જવાનું હોતું નથી. અહીં કેટલાક નવપરિણિતો સાથે વાતચીત કરતાં જણાઈ આવ્યું કે મોટા ભાગના યુવક-યુવતીઓને પૂજા ફળી હતી. આ બધી વિધિ એક કલાક સુધી ચાલે છે. દરરોજ ત્રણથી ચાર વાર આ વિધિ કરવામાં આવે છે.

(૨) આયુષ્ય હોમ માટે તિરુકડાયરનું શિવમંદિર પ્રખ્યાત છે. દરદી આઈ.સી.યુ.માં છેલ્લા શ્વાસ લઈ રહ્યો હોય, સગાંવહાલાંઓને બોલાવી લીધાં હોય, ડૉક્ટરને પણ દરદીના બચવાની કોઈ આશા ન હોય, એવે વખતે નાડી ગ્રંથમાં મહર્ષિનો આદેશ આવે છે કે 'આયુષ્યહોમ કરો, દરદી બચી જશે' અને એવું થાય છે પણ ખરું. આયુષ્ય હોમ કરવાથી મોતના મોંમાંથી પાછા આવ્યાના દાખલા છે. આ ચમત્કારી હોમ તિરુકડાયુરના શિવમંદિરમાં કરવામાં આવે છે. અહીં આયુષ્ય હોમ કરાવનારાઓને ફળ મળ્યા વગર રહેતું નથી એવો અનુભવ છે. આ ઉપાય મોંઘો છે પણ ફળદાયી છે.

ષષ્ઠબ્દિપૂર્તિ (સાઠ વર્ષ પૂરાં થવાં તે)ની ઉજવણી પણ અહીં થાય છે. પતિની ૬૧મી વર્ષગાંઠ પર પતિપત્ની અહીં આવે છે, અને ફરીથી એકબીજા સાથે લગ્ન કરે છે. અહીંની શિવમૂર્તિ અઘોરરૂપી છે; જે એકીસાથે ભીષણ અને રૌદ્ર સૌંદર્યની અનુભૂતિ કરાવે છે. નિવાસની વ્યવસ્થા કરવી હોય તો અહીંના હોટેલ સદાભિષેકમના ફોન નંબરો નીચે મુજબ છે ૦૪૩૬૪૨૮૭૪૧૩, ૨૮૭૬૧૩, ૨૮૭૭૧૩, :

<u>કાલસંહારમૂર્તિ</u> : માર્કંડેયજીને બચાવવા માટે શિવજીએ યમધર્મકાળનો સંહાર કર્યો હતો. તેથી તેમનું એક નામ મહાકાળ પણ છે. આ મૂર્તિ આ નામને તાદૃશ કરનારી છે. એ સિવાય પાર્વતી માતાનું પણ ભવ્ય મંદિર આવેલું છે. આ મંદિરના ગર્ભગૃહ બહાર બે સ્ત્રી અંગરક્ષકોની

મૂર્તિઓ છે. હાથની એક આંગળી ઊંચી કરીને આ મૂર્તિઓ નકારાત્મક ભાવ દર્શાવે છે. આ મંદિરમાં પ્રવેશ કરતી વખતે મનમાંના ખરાબ વિચારો, ચિંતાઓ, તકલીફો, સમસ્યાઓને બહાર મૂકીને શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી જો પ્રવેશ કરશો, તો તમારું જરૂર કલ્યાણ થશે. તમને વિમુખ જવાનો વારો નહિ આવે, એવો આ સ્ત્રી-અંગરક્ષકોનો સંદેશો છે.

(૩) દેવી સરસ્વતીના મંદિરમાં લેખનસામગ્રીનું દાન કરવાનું પુણ્ય અનેરું છે. બાળકોનું ભણતર વ્યવસ્થિત પાર પડે તે માટે આ મંદિરમાં શ્રદ્ધાળુઓ દર્શન માટે આવે છે. કુત્રાનુર ગામે આવેલું આ મંદિર નાનું છે, પણ એની ખ્યાતિ દૂરદૂર સુધી ફેલાયેલી છે. દશેરાના પર્વ નિમિત્તે મંદિરમાં કલાકારો વિવિધ નૃત્ય-ગાયનના કાર્યક્રમો આપતા હોય છે. મંદિરની બહાર જે દુકાનો આવેલી છે, ત્યાં દાન માટે પુસ્તકો, નોટબુકો, પેનો, પેન્સીલો વગેરે મળે છે. તેલ અથવા ઘીના દીવા, દીવસળીની પેટી વગેરે સાહિત્ય પણ ઉપલબ્ધ હોય છે. મંદિરમાં આવેલી મુખ્ય મૂર્તિની આરાધના કરીને દીપઅર્ચના કરવાથી સાત્ત્વિક આનંદનો અનુભવ થાય છે.

# પ્રકરણ ૫

# ચમત્કારનો પુરાવો જોવો છે ?

ચમત્કારી ઘટનાઓ તો બનતી જ હોય છે. પણ માત્ર તેમના વિષે સાંભળવાથી અથવા વાંચવાથી કંઈ મળતું નથી. ચમત્કાર પુરવાર થવાથી જ તેને માન્યતા મળે છે. એ વગર નહિ. નાડી ગ્રંથની તાડપત્રીઓમાં જે નામો આવે છે તે તમિલ ભાષામાં કોતરીને લખેલાં હોય છે. આ વાતનો પુરાવો રજૂ કરવો અગત્યનો છે. પુરાવો હશે તો આ નામોને ખોટા ઠેરવી શકાશે નહિ. પણ સામાન્ય વાંચકને તમિલ લિપીનું જ્ઞાન હોતું જ નથી. તેથી સાચા ખોટાની ખબર પડતી નથી. પરખ કરવી તો બાજુએ રહી, એ માટે અહીં પુરાવો રજૂ કરવામાં આવ્યો છે. પુસ્તકના પાછલા પાના પર પણ એ અંગેના રંગીન ફોટા છાપવામાં આવ્યા છે. તે પરથી તમિલ લિપીમાંના અક્ષરો તાડપત્રીમાંની તમિલ કૂટિલિપમાં કઈ રીતે લખાય છે તેનો ખ્યાલ આવી શકશે.

| દેવનાગરી લિપિ | English | તમિલ લિપિ | તામિલ કૂટલિપિ |
|---|---|---|---|
| श | Sha | ச | |
| शि | Shi | சி | |
| का | Ka | கா | |
| अनुस्वार | N | ந | |
| त | Tha | த | |

દેવનાગરી લિપિ

# પ્રકરણ ૬

# નાડીગ્રંથ ભવિષ્ય આકાશીય લેખનનો પુરાવો

(આ માહિતી પ્રા. અયાનંદ ગળતગે દ્વારા લિખિત 'વિજ્ઞાન અને ચમત્કાર' નામક ગ્રંથમાંથી લેવામાં આવેલી છે.)

ભૃગુસંહિતા અને નાડીગ્રંથો પરથી આપણને ખાતરી થાય છે કે આપણા પ્રાચીન ઋષિમુનિઓને અતિન્દ્રિય દૃષ્ટિની સિદ્ધિ હતી. આ માત્ર કલ્પના નથી. પ્રસ્તુત લેખકે પોતે અનુભવ લીધેલો છે. વારાણસી ખાતે ભૃગુસંહિતાનો અને ચેન્નઈ ખાતે અગસ્ત્ય નાડીસંહિતાનો પ્રત્યક્ષ અનુભવ લીધા બાદ જ લેખકે પોતાનું મંતવ્ય રજૂ કરેલું છે. વારાણસી ખાતે પંડિત ભગવાનદાસ ચુન્નીલાલ (દશાશ્વમેધ) પાસે એક વ્યક્તિની બહેનની કુંડળી

જોવામાં આવી હતી. ચેન્નઈ ખાતે લેખકે પોતાના અંગૂઠાની છાપ આપીને અનુભવ મેળવેલો છે. ચેન્નઈ ખાતેના અનુભવ અહીં રજૂ કરવામાં આવે છે.

પ્રસ્તુત લેખકે તા. ૧૬મી ડીસેમ્બર ૧૯૯૮ના રોજ બપોરે સાડાબાર વાગ્યે ચેન્નઈ ખાતે આવેલાં તાંબરમ નાડીકેન્દ્રમાં પોતાના અંગૂઠાની છાપ આપી. એક કલાક બાદ નાડીગ્રંથનું વાંચન કરનારા પંડિતજી લેખકના અંગૂઠાના નિશાન સાથે મેળ ખાતી તાડપત્રીઓનો જથ્થો લઈ આવ્યા, એક પછી એક તાડપત્રીઓ વંચાતી ગઈ. લેખકના જીવન સાથે મેળ ન ખાતી તાડપત્રીઓ બાજુ પર મુકવામાં આવી. આખરે એક પત્રી પરની બધી ઘટનાઓ લેખકના જીવન સાથે મેળ ખાતી મળી આવી. લેખકને એક જ બહેન છે, તેનાં સાસરિયાં સાથે લેખકને અણબનાવ છે, જેવી વિગતો જે તાડપત્રીમાં આવી તે વાંચવાનું નક્કી થયું. આ બધી શરૂઆતની પ્રક્રિયા હતી. જ્યાં સુધી પાકી ખાતરી ન થાય ત્યાં સુધી પત્રીમાં જાતકનું નામ આવતું નથી. ત્યાં સુધી જાતકે તેને પૂછવામાં આવતા પ્રશ્નોના જવાબો માત્ર હકારમાં કે નકારમાં જ આપવાના હોય છે. આ પત્રી વાંચનાર પંડિતે લેખકને પૂછ્યું કે તમારા નામમાં ત્રીજો અક્ષર ‘યા’ છે, તે સાચું છે ? લેખકે હા પાડી. એટલે તેમની તાડપત્રી નક્કી થઈ ગઈ. એ પછી સંપૂર્ણ વાંચન થયું. નવાઈની વાત તો એ હતી કે એ ગ્રંથમાં નીકળેલી બધી જ બાબતો લેખકના જીવન સાથે સો ટકા મેળ ખાતી હતી. લેખકના નામની સાથે સાથે તેમના માતાપિતાનાં તથા પત્નીના નામોનો પણ ઉલ્લેખ હતો. લેખકનો જન્મ સમય તથા તે સમયની આકાશીય ગ્રહસ્થિતિનો પણ ઉલ્લેખ હતો અને એ એકદમ સાચો હતો. આ માત્ર એક અનુભવ નથી. આવો અનુભવ જેમને થયેલો છે, એવા લોકોની સંખ્યા ઘણી મોટી છે. એમાં ભારતીયોની સાથે વિદેશીઓનો પણ સમાવેશ છે. આ કેન્દ્ર પર મલેશિયા તથા જાપાનથી ઘણા લોકો આવેલા હતા. પ્રસ્તુત લેખકે મલેશિયનોને તેમના અનુભવ વિષે પૂછેલું છે. કેટલીક જાપાની સ્ત્રીઓ સાથે પણ વાતચીત કરી છે. તેમણે લેખકને જણાવ્યું કે તેમના નામો અને કેટલીક ખાનગી માહિતી નાડીપટ્ટીમાં સો ટકા સાચી લખેલી હતી. યોશિકો ઓટા નામક સીત્તેર વર્ષની વૃદ્ધ જાપાની મહિલાએ જણાવ્યું કે નાડીગ્રંથમાં તેનો પૂર્વજન્મ

**તાંજોર ખાતે થયો હતો અને ભવિષ્યનો જન્મ પુટ્ટપર્તીમાં થવાનો છે. એવો ઉલ્લેખ નીકળ્યો છે.**

**અગસ્ત્યમુનિ માનવીના જીવનમાં બનનારી અગત્યની ઘટનાઓ ઉપરાંત સાવ નજીવી બાબતો વિષે પણ જાણકારી ધરાવતા હતા. એવો અનુભવ હંમેશા આવતો હોય છે. પ્રસ્તુત લેખક જયારે નાડીગ્રંથમાંની પોતાની તાડપત્રીનું વાંચન કરી રહ્યા હતા, ત્યારે તેમાં આ વ્યક્તિ તેમના ૬૭મા વર્ષે નાડી ભવિષ્ય જોવા માટે આવેલા છે, એવું કથન નીકળ્યું. (પુણેના વિંગકમાંડર શશિકાંત ઓક તે વખતે પ્રસ્તુત લેખક સાથે ત્યાં મોજૂદ હતા.) તે ઉપરાંત આ વ્યક્તિ પોતાનું ભવિષ્ય જાણવાના હેતુથી આવેલી નથી. શાસ્ત્રીય સંશોધનની ઈચ્છા હોવાથી આવેલી છે, એવો પણ ઉલ્લેખ નીકળ્યો. (આ વાત પણ સાચી હતી. એ પરથી નાડીગ્રંથના રચયિતા ઋષિમુનિઓ મનની વાત પણ જાણી શકતા હતા એમ કહી શકાય.)**

**પ્રસ્તુત લેખક તથા શ્રી શશિકાંતભાઈ ઓકે, પોતાનાં નામો નાડીપટ્ટીમાં કોતરેલા હોવાની ખાતરી કરેલી છે. શશિકાંતભાઈ તમિલ લિપિમાંનું 'શશિકાંત' નામ કઈ રીતે કોતરેલું છે એ વાત overhead projectorની મદદથી સાબિત પણ કરી બતાવે છે. આ પુસ્તકમાં પણ તેનો ફોટો આપવામાં આવ્યો છે.**



दोन वेगवेगळ्या नाडीपट्ट्यांत दिसणारा 'शशिकांत' शब्द

## બે અલગ-અલગ તાડ પાંદડામાં શશિકાંતનો ફોટો

જગતની બધી જ ઘટનાઓ અતિઉચ્ચ બૌદ્ધિક ઊંચાઈએથી એકીસાથે સ્થિર સ્વરૂપે જોઈ શકાય છે. તે વખતે સમયનો અથવા કાળનો અનુભવ થતો નથી. એ અનુભવ માત્ર ભૌતિક અથવા સ્થૂળ કક્ષાની જ્ઞાનની સપાટીએ જ આવે છે. ઓલિવર લોજ નામક ભૌતિકશાસ્ત્રીએ આ સિદ્ધાંત આગગાડીના દૃષ્ટાંત દ્વારા સરસ રીતે સમજાવ્યો છે. રેલવેમાં મુસાફરી કરતી વખતે આપણને લાગે છે કે બહાર દેખાતાં વૃક્ષો, ઘરો વગેરે 'દોડી' રહ્યા છે, અને આપણે સ્થિર છીએ.પણ વાસ્તવમાં આપણે 'દોડતા' હોઈએ છીએ અને બાહ્યસૃષ્ટિ સ્થિર હોય છે. તે જ રીતે બૌદ્ધિક સપાટીએ યારે જગત સ્થિર હોય છે, ત્યારે ભૌતિક સપાટી પરના માનવીને તે ચલ હોવાનો અનુભવ થાય છે. ઘટનાઓ બની રહી છે. એમ દેખાતું હોય છે. વાસ્તવિક રીતે કોઈ ઘટના 'બનતી' નથી હોતી. આપણે એને 'મળવા' જતા હોઈએ છીએ. ઘટના સ્થિર, અચલ હોય છે, આપણે ચલ હોઈએ છીએ.

ટ્રેનની મુસાફરી વખતે આપણે કહીએ છીએ કે ફલાણું સ્ટેશન આવી ગયું. ખરું જોતાં તો સ્ટેશન આવતું નથી હોતું. એ તો સ્થિર જ હોય છે. આપણે તેને મળવા જતા હોઈએ છીએ. ભવિષ્યકાલીન ઘટનાઓને સ્ટેશનની ઉપમા આપવાથી આ વાત વધુ સારી રીતે સમજી શકાશે. ઘટના ઊર્ફે સ્ટેશન તો છે જ, પણ આપણને સમયનો અથવા કાલનો જ્યારે અનુભવ થાય છે તે વખતે આપણને ઘટનારૂપી સ્ટેશને પહોંચ્યાનો અનુભવ થાય છે. આ દૃષ્ટિભ્રમ છે, માયા છે. માયાનો પ્રભાવ જબરજસ્ત હોય છે. ભગવાન શ્રીકૃષ્ણે એટલે જ તો ગીતામાં 'મમ માયા દુરત્વયા' એમ કહ્યું છે. વિશ્વનાટક તો પહેલેથી જ રચાઈ ચૂક્યું છે. પણ આપણે આપણા સ્થૂળ જગતમાં રહીને તે રચાઈ રહ્યું હોવાનો ભ્રામક અનુભવ લેતા હોઈએ છીએ. પણ આ સત્ય સમજવું અને સ્વીકારવું આપણા માટે કઠિન છે.

વાસ્તવિક કાળનું અસ્તિત્વ નથી અને ઘટનાઓ 'ઘટતી' નથી. આપણું જગત ત્રિમિતી છે. તેથી આપણને ઘટનાઓ બની રહી છે, એવું લાગે છે. અતિન્દ્રીય દૃષ્ટિ ધરાવતા લોકોને

ચતુર્ભિતી વિશ્વની જાણ અગાઉથી જ હોય છે. આ સમગ્ર વિશ્વ નાટક આકાશીય લેખમાં લખાયેલું છે. એ તેઓ જાણતા હોય છે.

ભૌતિકવિજ્ઞાનના **Tenets of physical science** ના સિદ્ધાંત અનુસાર જે ઘટનાઓ હજુ સુધી બની નથી, તેમનું જ્ઞાન માનવી મગજને હોઈ જ ન શકે. આ સિદ્ધાંત જો સાચો માનવામાં આવે તો ભૃગુસંહિતા અને નાડીગ્રંથોને ‘ચમત્કાર’ સિવાય કયા નામે ઓળખીશું? આ ગ્રંથોની સામે ભૌતિકવિજ્ઞાનના નિયમો કકડભૂસ થઈ જાય છે. એનો અર્થ એવો નથી કે પદાર્થવિજ્ઞાનીઓએ શોધેલા નિયમો તથા શોધખોળો સદંતર ખોટી છે. ભૌતિકવિજ્ઞાનને પણ મર્યાદાઓ છે. એ વિશિષ્ટ મર્યાદાની અંદર જ ભૌતિકવિજ્ઞાન કામ કરી શકે છે. તે મર્યાદાની પેલે પાર અ-ભૌતિક અથવા અતિન્દ્રીય ક્ષેત્ર આવેલું છે. ભૌતિકશાસ્ત્રના નિયમો ત્યાં ખોટા પુરવાર થાય છે. ભૌતિકશાસ્ત્રની મર્યાદા જયાં પૂરી થાય છે, ત્યાંથી જ અધ્યાત્મશાસ્ત્ર અમલમાં આવે છે. અધ્યાત્મશાસ્ત્રની કક્ષામાં આવતી ઘટનાઓ ‘ચમત્કાર' નથી હોતી. નિયમઅનુસારની જ હોય છે. પણ આ નિયમો કર્મના નિયમો હોય છે. આ નિયમોનો અધિપતિ ઈશ્વર છે, તે સર્વશ્રેષ્ઠ અતિન્દ્રીય શક્તિનો કર્માધ્યક્ષ છે. આ કર્માધ્યક્ષના આધિપત્ય હેઠળ, કર્મદેવતાઓ આ નિયમોને અમલમાં મૂકવાનું કામ કરે છે. આ નિયમો ઘટનાસ્વરૂપે આકાશીય કેન્વાસ પર અગાઉથી જ ચિતરાઈ ચૂકેલા છે. લખાઈ ચૂકેલા છે. બ્લાવેટસ્કીએ આ જ વાત સમજાવી છે. ભૃગુસંહિતા અને નાડીગ્રંથો આ નિયમોના સજ્જડ પુરાવાઓ છે. આપણને લાગે છે, કે આપણા બાળકોનાં નામ આપણે આપણી મરજી મુજબ પાડી શકીએ છીએ. દા.ત. પ્રસ્તુત લેખકના પિતાજી સંત સાહિત્યના અભ્યાસક હતા, તેથી તેમણે પોતાના દીકરાનું (પ્રસ્તુત લેખકનું) નામ અયાનંદ પાડ્યું હતું.

વિંગ કમાંડર શશિકાંતભાઈ ફૂટબોલના શોખીન છે. તેથી તેમણે પોતાના દીકરાનું નામ ચિન્મય પાડ્યું છે. ચિન્મય એ એક જાણીતો ફૂટબોલ રમતવીર છે. પ્રસ્તુત લેખકે તેમના પુત્રનું નામ વેદાન્ત પાડ્યું છે. આ બધાં જ નામો નાડીગ્રંથની તાડપત્રીમાં સો ટકા સાચાં નીકળ્યાં છે. આ પરથી કહી શકાય કે, પ્રસ્તુત લેખક, લેખકના પિતાજી તથા વિંગ કમાંડર શશિકાંતભાઈ,

પોતાનાં બાળકોનાં નામ કયા પાડશે, એ અગાઉથી નક્કી જ હતું. નહિતર એ વાતની જાણ હજારો વર્ષો પહેલાં અગસ્ત્યમુનિને કઈ રીતે થઈ શકત? આ નામો આકાશરૂપી કેન્વાસ પર લખાયેલાં જ હતાં. જે રીતે કોઈ નાટકકાર નાટક લખે છે ત્યારે નાટકમાંનાં પાત્રોનાં નામ, પસંદ-નાપસંદ, તેમના જીવનની ઘટનાઓ, બધું નક્કી કરીને પછી જ નાટક લખે છે. તે જ રીતે ઈશ્વરે સમગ્ર વિશ્વનાટક નક્કી કરી જ રાખેલું છે, એવો જ આનો અર્થ લઈ શકાય. ભૃગુસંહિતા અથવા નાડીગ્રંથોનું સંશોધન કરનાર સંશોધક કેવો ન હોવો જોઈએ, તેનું આત્માનંદ નામક સંશોધક, ઉત્તમ ઉદાહરણ છે. તેમણે પોતાના પુસ્તકમાં ક્યાંય તેમના અનુભવોનો ઉલ્લેખ કરેલો નથી. તેમ છતાંય તેઓ પોતાને ખૂબ મહાન સંશોધક માને છે. સંશોધકે પોતાનું સંશોધન ગુપ્ત શા માટે રાખવું જોઈએ, એવો સવાલ તેમને પૂછવાનું મન થાય છે.

આ બધી બાબતોનો ઉલ્લેખ કરવો અહીં જરૂરી થઈ પડે છે. કારણ કે કેટલાક લોકો જાણી જોઈને, સમજી વિચારીને ભૃગુસંહિતા અથવા નાડીગ્રંથોને ખોટા ઠેરવવા પ્રયાસ કરતા હોય છે અર્થાત્ તેમાં એઓ બિલકુલ ફાવ્યા નથી. પણ વાંચકોને આ વાતની જાણ હોવી જરૂરી છે. તેથી અહીં આ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એકાદ વ્યક્તિને ભૃગુસંહિતા અથવા નાડીગ્રંથનો સાચો અનુભવ ન પણ આવે. પણ તેનાથી કાંઈ બધા જ નાડીગ્રંથોને અને ભૃગુસંહિતાને ખોટાં ઠેરવવાની જરૂર નથી. એકાદ ડૉક્ટર પોતાની પ્રેક્ટિસ બિલકુલ જમાવી ન શકે અથવા અસફળ પુરવાર થાય,તો શું આપણે સમગ્ર દાક્તરીશાસ્ત્રને ખોટું ઠેરવીએ છીએ ખરા? એ જ રીતે એકાદ અનુભવ ખોટો પડે, તો તેનાથી સમગ્ર ગ્રંથોને ખોટાં ઠેરવી શકાય નહિ, જેમને સાચું જ્ઞાન નથી હોતું, તેવા લોકો જ પ્રયત્નવાદ અને દૈવવાદનું તૂત ઊભું કરે છે. એ અંગે નીચેના સુભાષિતોનો મર્મ સમજવા જેવો છે.

**पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।**

**तस्मात पुरुषकारेण विना दैवं न सिध्यति ॥**

<u>અર્થ</u> : પાછલાં જન્મોમાં કરવામાં આવેલા પ્રયત્નો (કર્મો) વર્તમાન જન્મમાં

દૈવ તરીકે ઓળખાય છે. તેને લીધે જ પ્રયત્ન વિના દૈવ કદીયે મદદ કરતું નથી. કર્મ એક જ છે. પણ એક તરફ તેને પ્રયત્ન તરીકે ઓળખવામાં આવે છે. તો બીજી તરફ તેને દૈવ તરીકે ઓળખવામાં આવે છે. આ પરથી પ્રયત્નવાદ અને દૈવવાદ અર્થાત નિયતિવાદ વચ્ચેનો વિરોધ ખોટો પુરવાર થાય છે. પુનર્જન્મ સિદ્ધાંત અનુસાર બંન્નેમાં કોઈ વિરોધ નથી. તો પછી આ ખોટી બબાલ કોણ ઊભી કરતું હોય છે ? જે 'અહંકારવિમૂઢાત્મા' છે, એટલે કે બધું કર્તૃત્વ મારું પોતાનું જ છે, એમ જે માને છે, એવો અજ્ઞાની અને અહંકારી
માનવી જ આ ખોટી બબાલ ઊભી કરતો હોય છે.

વિશ્વનાટકની સમજણ પડવાથી, માનવીને ઈશ્વરથી અલગ કોઈ ઈચ્છા સ્વાતંત્ર્ય હોતું નથી, એ જ્ઞાન થાય છે. પણ જેઓ વિશ્વનાટકને સમજી શકતા નથી, તેઓ પોતાની ઈચ્છાશક્તિમાં ઈચ્છા સ્વાતંત્ર્યમાં ખૂબ વિશ્વાસ ધરાવતા હોય છે, ગર્વ અનુભવતા હોય છે, અને એને લીધે તેઓ ચમત્કાર પાછળના નિયમો સમજી શકતા નથી, સમજવા તૈયાર પણ થતા નથી અને ચમત્કારને જ ખોટો ઠેરવવા બેસી જાય છે.

# પ્રકરણ ૭

# પુનર્જન્મ અને નાડી ભવિષ્ય

પુનર્જન્મ વિષયની ચર્ચા હંમેશા કલ્પના અને વાસ્તવની વચ્ચે ઝોલાં ખાતી રહે છે અને આખરે પુનર્જન્મ એ કલ્પના છે કે વાસ્તવિકતા છે, એ સવાલ અનુત્તરિત જ રહે છે. તેમાં આપણાં પ્રસાર માધ્યમો પુરોગામી વિચારોનું મહોરું પહેરીને બેઠેલા હોવાથી પુનર્જન્મ એ નક્કર વાસ્તવિકતા છે, એવું ખોખારીને કહેવું તેમને ગમતું નથી. આ પ્રસાર માધ્યમોના જોરે જ કેટલાંક બુદ્ધિવાદીઓ માની બેસે છે કે, તેમની વિચારધારાનું સમાજ પર ઘણું પ્રભુત્વ છે. પણ જ્યારે લાખો દેશી-વિદેશી લોકો ગણેશજીને દૂધ પીતા હોવાનો અનુભવ કરે છે, ત્યારે આ લોકો શ્રદ્ધાને જોઈ શકતા નથી અને આવા બનાવોને અફવામાં ખપાવી દે છે. નાડીગ્રંથોમાંના ભવિષ્યનો આધાર પુનર્જન્મ સિદ્ધાંત અને કર્મવિપાકના અપરિવર્તનીય નિયમો પર છે. આ વાત અગસ્ત્ય, વસિષ્ઠ, કાર્ભુજદર, અત્રિ, ભૃગુ વગેરે મહર્ષિઓએ રજૂ કરેલા લેખિત પુરાવાઓ પરથી સાબિત પણ થઈ ચૂકી છે. તેમ છતાંય કેટલાંક લોકો આ

સિદ્ધાંતને માનવા તૈયાર થતા નથી. આવા લોકોને સામાન્ય રીતે ત્રણ વિભાગમાં વહેંચી શકાય છે. એક વિભાગમાંના લોકો પોતાની ધાર્મિક માન્યતાઓને વળગી રહેવાની વૃત્તિને લીધે પુનર્જન્મ સિદ્ધાંત અમાન્ય કરે છે. બીજા ભાગમાં આવતા લોકો પોતાને બુદ્ધિપ્રામાણ્યવાદી માને છે, અને તેથી ધર્મના તત્ત્વજ્ઞાનને ઠોકર મારે છે. ત્રીજો વિભાગ મધ્યમમાર્ગી વિચાર ધરાવતા લોકોનો છે. એમના મનમાં સત્ય વિષે હંમેશા સંભ્રમ રહેતો હોવાથી તેઓ ચૂપચાપ બધું જોતા રહે છે. વળી, પુનર્જન્મ સિદ્ધાંતની માન્યતા પર હજુસુધી વૈજ્ઞાનિકોએ સહીસિક્કા ન કર્યા હોવાથી વિજ્ઞાનવાદી વિચારકો તત્પરતાથી તેમનું પૂછડું ઝાલી લે છે, અને પુનર્જન્મનો વિષય હંમેશા લટકતો જ રહે છે.

ક્રિકેટ મેચ દરમિયાન આપણે ઘણી વખત જોતા હોઈએ છીએ કે ગ્રાઉન્ડ પરનો અંપાયર હાથથી હવામાં ચોરસની નિશાની કરીને પેવેલિયનમાં બેઠેલા અંપાયરને નિર્ણય વિષે પૂછતો હોય છે. પેવેલિયનમાં બેઠેલા આ ત્રીજા અંપાયરે પાસે ટીવી હોવાથી તે કોઈપણ બાબતને બધી બાજુએથી જોઈ શકે છે. વિવિધ દિશાઓમાં ગોઠવવામાં આવેલા કેમેરાઓને લીધે આ ત્રીજા અંપાયરને જાણે કે દિવ્યદ્રષ્ટિ પ્રાપ્ત થાય છે. રોજિંદા જીવનનો આ દાખલો જો આપણને માન્ય હોય, તો જે મહર્ષિઓએ પોતાને પ્રાપ્ત થયેલી દિવ્યદૃષ્ટિની મદદથી નાડીગ્રંથો લખ્યા છે, તેમાંનો પુનર્જન્મ શા માટે અમાન્ય કરવો જોઈએ? આ બધા ઋષિઓએ પોતાની દિવ્યદ્રષ્ટિથી જોઈને વર્ણન કરેલા પુનર્જન્મના પુરાવાઓ એ ક્રિકેટના ત્રીજા અંપાયરના અંતિમ નિર્ણય જેવા છે. નાડીગ્રંથો આ પુરાવાઓ જ આપણા સુધી પહોંચાડે છે.

પુનર્જન્મની યાદો ખૂબ નાની વયે તાજી થતી હોય છે. બેથી ત્રણ વર્ષ અથવા પાંચ વર્ષની ઉંમરના બાળકો મોટે ભાગે પુનર્જન્મની વાતો કરતા હોય છે. તે વખતે આ માસૂમ ભૂલકાંઓના બોલ કેટલી હદે સાચા માનવા જોઈએ ? આવો યુક્તિવાદ બુદ્ધિપ્રામાણ્યવાદીઓ હંમેશા કરતા આવ્યા છે. તેની સામે પુનર્જન્મમાં માનનારાઓ એવી દલીલ કરતા હોય છે, કે આટલાં નાનાં ભૂલકાંઓને મનગઢત વાતો કરવાની ફાવટ હોય જ

નહિ. સામે પક્ષે આવાં બાળકોના વાલીઓ જ પૈસાની અથવા પ્રસિદ્ધિની લાલચમાં આવી જઈને બાળકોને ફોસલાવતા હશે એવો આરોપ કરવામાં આવે છે. નાડીગ્રંથમાં આવા તર્કવાદનો સણસણતો જવાબ મળી આવે છે. પણ કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી, એ ન્યાયે આવા લોકો પોતાના પૂર્વગ્રહદૂષિત વિચારધારામાંથી છૂટી શકતાં જ નથી.

નાડીગ્રંથ ભવિષ્યમાં ૧૩મા નંબરનું જે કાંડ અથવા વિભાગ આવે છે, તેમાં અગસ્ત્ય, ભૃગુ, વસિષ્ઠ, અત્રિ, કાકભુંજદર આદિ મહર્ષિઓ જાતક (ભવિષ્ય જોવા આવનાર વ્યક્તિ)ના પૂર્વજન્મ વિષે માહિતી આપે છે. પૂર્વજન્મમાં આચરવામાં આવેલા પાપકર્મોની માહિતી પણ આપે છે. પાછલાં પાપકર્મોના ફળરૂપે ભોગવવી પડતી તકલીફો, શારીરિક ખોડખાંપણ અથવા શરીર પરનાં ચિન્હોના અચૂક ઉલ્લેખો આવે છે. તે પરથી વર્તમાન જીવનમાં ભોગવવા પડતા કષ્ટો વિષે ખુલાસો થાય છે. શાંતિદીક્ષા કાંડમાં કષ્ટના નિવારણ માટે ઉપાયો પણ આપેલા હોય છે. તે ઉપાયો કરવાથી વેઠવી પડતી તકલીફોમાં મહદઅંશે રાહત મળે છે, અથવા તો મામિ   પ્રસ્તુત લેખકે પણ મહર્ષિઓ દ્વારા તાડપત્રી લેખનમાં વર્ણન કરવામાં આવેલા પૂર્વજો, પુનર્જન્મો શોધી કાઢવા માટે ઘણા પ્રયાસો કરેલા છે. પણ અપૂરતી માહિતીના આધારે આ કામ શક્ય બન્યું નથી. પણ આગળ જતાં વધુ માહિતી ઉપલબ્ધ થવાથી આ સંશોધન શક્ય બની શકશે એવી આશા છે.

આપણે લોકો પશ્ચિમી વિદ્વાનોની વાતો ખૂબ સહેલાઈથી માની જઈએ છીએ. ગોરા સાહેબોની હા માં હા પરોવતાં આપણને વાર લાગતી નથી. ભારતીયોની આ મનોવૃત્તિ છે. તેથી અહીં પુનર્જન્મ અંગેના કેટલાંક પશ્ચિમી સંશોધકોના મંતવ્યો અને સંશોધનો રજૂ કરવામાં આવે છે.

ડૉ. આયન સ્ટીવન્સનનો જન્મ ઈ.સ. ૧૯૧૮માં કેનેડાના મોન્ટ્રિયલ ખાતે થયો હતો. આ ડૉક્ટરે તેમનો આખો જન્મારો પુનર્જન્મ વિષે સંશોધન કરવામાં કાઢેલો છે. દુનિયાના ખૂણેખૂણે ફરીને તેમણે આવી ઘટનાઓની માહિતી એકઠી કરી છે. લગભગ અઢી હજાર જેટલા પુનર્જન્મના કિસ્સાઓ તેમણે તપાસ્યા છે. પુનર્જન્મ વિષે વાતો કરતી વ્યક્તિઓને

તેઓ જાતે મળ્યા છે. દરેક કિસ્સામાં તેમણે ઘટનાસ્થળે જઈને આધુનિક વૈજ્ઞાનિક ઉપકરણો તથા વિવિધ કસોટીઓ દ્વારા દરેક કિસ્સો ચકાસેલો છે. ઘણી જહેમત બાદ તેમણે પોતાનું સંશોધન પ્રકાશિત કરેલું છે. માન્યવર, પ્રતિષ્ઠિત સંસ્થાઓએ પણ તેમના શોધકાર્યમાં રસ દાખવેલો છે. તેમના **Twenty Cases of Suggestive Reincarnation 1996** અને **Cases of Reincarnation Vol. I, II and III** નામક ગ્રંથના દુનિયાની અનેક ભાષાઓમાં અનુવાદ થયેલા છે. દુનિયાને ખૂણે ખૂણે તેમના ગ્રંથો પહોંચી ગયા છે. **Children who knew Their Past** નામક ગ્રંથ પણ જિજ્ઞાસુ વાંચકોને વાંચી જવાની ભલામણ છે.

પુનર્જન્મ સિદ્ધાંતની તરફેણમાંનો સજ્જડ પુરાવો શરીર પરની નિશાનીઓ, ચિન્હો વગેરે આપે છે. પાછલા જન્મમાં જો કોઈ વ્યક્તિને શરીર પર અનૈસર્ગિક રીતે, એટલે કે કોઈ હથિયાર દ્વારા ઘા થયો હોય, તો આ જન્મમાં તેના શરીર પર એ જ ઠેકાણે એવી નિશાની જોવા મળતી હોય છે. આવી સાબિતીઓ જ્યારે અનેક કિસ્સાઓમાં મળે છે, ત્યારે એ પુરાવો પુનર્જન્મનો જ છે એ માન્યા વગર છૂટકો જ નથી રહેતો. કારણ કે જન્મથી જ એકાદ કાન તૂટેલો હોવો, એકાદ હાથની આંગળીઓ તૂટેલી હોવી, જેવી ખોડખાંપણોને આનુવંશિક ન ગણી શકાય. આવી બાબતો પરથી તે વ્યક્તિને પુનર્જન્મની યાદો આવતી હોય છે. આવી જન્મજાત નિશાનીઓના પુરાવા સાથેના ફોટા ડૉ. સ્ટીવન્સને રજૂ કરેલા છે.

સંમોહનવિદ્યાની મદદથી પૂર્વજન્મ યાદ કરાવવાનાં શિબિરો પણ યોજાતાં હોય છે. ડૉ. જી. એલ. વ્હીટને **Life between Life** નામક ગ્રંથમાં આ વિષે માહિતી આપી છે. આ માહિતી **Karmic Cases Studies** ના વિભાગમાં આપેલી છે. સોફા પર આરામથી સૂઈ જઈને અતિન્દ્રીય દૃષ્ટિની મદદથી ભવિષ્યકથન કરનાર ખ્યાતનામ અમેરિકન એડગર કેઈસીના નામથી વાંચકો પરિચિત હશે. એડગર કેઈસી પછી ડૉ. વ્હીટને કર્મસિદ્ધાંતનો શાસ્ત્રીય પાયો પુરવાર કરેલો છે. સંમોહન પદ્ધતિથી સામૂહિક સંમોહન દરમિયાન એકીસાથે સેંકડો લોકોને હેલેન વેસ્થેસ નામક બહેને પોતાનો પૂર્વજન્મ યાદ કરાવ્યો છે.

પુનર્જન્મની સંકલ્પના પ્રાચીન અને સાર્વત્રિક હોવા છતાંય એ વિષેનું સંશોધન માત્ર છેલ્લા ૫૦-૭૫ વર્ષોથી જ હાથ ધરાયેલું છે. ૧૯૨૭માં બરેલીથી પ્રકાશિત થયેલું, ડૉ. કે. કે. સહાયનું 'Reincarnation : Verified Cases of Rebirth After Death' નામક પુસ્તક આ વિષય પરનું પહેલું અંગ્રેજી પુસ્તક છે. ૧૯૩૬માં An Inquiry into the cases of Shantidevi નામક પુસ્તક પ્રસિદ્ધ થયેલું છે. પુનર્જન્મ અંગે લખાણ કરવાવાળા લેખકોમાં ગુપ્તા, શર્મા અને માથુરનાં નામો મોખરે છે. શાંતિદેવીનું પ્રકરણ એટલું લોકપ્રિય છે કે એની ચર્ચા વગર પુનર્જન્મ અંગેની ચર્ચા અધૂરી છે. શાંતિદેવી પ્રકરણ સદંતર ખોટું છે, નર્યો ગપગોળો છે, એવું પુરવાર કરવા માટે અને સમગ્ર પ્રકરણનો ભાંડો ફોડવા માટે સ્વીડનથી શ્રી સ્ટુઅર લોન્નાર એંડ આવ્યા હતા. તેમને શાંતિદેવીના કેસનો તલસ્પર્શી અભ્યાસ કર્યો. પણ આ કેસ ખોટો છે એવું પુરવાર કરી શકાતું નથી એ તેમણે કબૂલ કર્યું અને પુનર્જન્મને માન્યતા આપી. વિદેશથી આવેલા સ્ટુઅરસાહેબ જે સિદ્ધાંતને ખોટો ઠેરવવા આવ્યા હતા, તે જ સિદ્ધાંતને માન્યતા આપીને પાછા ફર્યા.

પુનર્જન્મ અંગે શાસ્ત્રીય સંશોધન કરવામાં માર્ગદર્શક નીવડે એવો એક ગ્રંથ ડૉ. જમનાપ્રસાદે પ્રકાર્યશત કર્યો છે. New Dimentions in Reincarnation Research નામક આ ગ્રંથમાં સંશોધકોને ઉપયુક્ત થઈ પડે એવું માર્ગદર્શન છે. રાજસ્થાનના બ્યાવર ખાતેના પ્રોફેસર કિર્તીસ્વરૂપ રાવત, પ્રોફેસર સતવંત પસરીચા, પ્રો. ઉત્તરા હુદારના નામો પુનર્જન્મના સંશોધન ક્ષેત્રે જાણીતા છે. પુનર્જન્મ યાદ આવનારી વ્યક્તિને મનની અંતઃસ્થ પ્રેરણાઓમાંથી પૂર્વજન્મની યાદો તાજી થતી હોય છે. એ યાદો પરથી શોધ કરવામાં આવે છે. બેથી પાંચ વર્ષના વયજૂથના આ બાળકોની યાદોને, સ્મરણોને, તેમની બોલચાલને જૂઠાણા તરીકે જ ખપાવવામાં આવે છે. પણ આખરે પુનર્જન્મને માન્યતા આપવી જ પડે છે. નાગપુરના ઉત્તરાબેન હુદારનો કેસ ખૂબ જાણીતો છે. ઉત્તરાને તેમના પૂર્વજન્મનાં માત્ર સ્મરણો જ ન હતાં, પૂર્વજન્મની વેષભૂષા, ભાષા, બોલવા-ચાલવાની રીતરસમ વગેરે બધું જ તેમનામાં દરેક મહિનાની આઠમને દિવસે જોવા મળતું. તેમના વ્યક્તિત્વમાં ગજબનો

ફેરફાર થઈ જતો અને તે વખતે તેઓ સંપૂર્ણ સભાન અવસ્થામાં હોવા છતાંય આ બધા ફેરફારો થતાં. પુણે ખાતેના સ્વ. ડૉ. વસંત અકોલકરે ઉત્તરા હુદારના કેસ અંગે સંપૂર્ણ સંશોધન કર્યું અને ઉત્તરા હૈદાર દરેક મહિનાના ચોક્કસ દિવસે સાચે જ પોતાના પૂર્વજન્મનો અનુભવ કરે છે, એવો નિષ્કર્ષ તેમણે કાઢ્યો. પુનર્જન્મની વાતોને ગપગોળાઓમાં અને નર્યા જૂઠાણામાં ખપાવવા માગનારાઓનું મોઢું બંધ થઈ ગયું.

ડૉ. એની બેસન્ટના નામથી વાંચકો પરિચિત હશે જ, એની બેસન્ટ તેમના પૂર્વાયુષ્યમાં ચુસ્ત વિજ્ઞાનવાદી અને નિરીશ્વરવાદી હતા. એ બહેને પાછળની જિંદગીમાં પ્રતિપાદન કરેલું છે કે પુનર્જન્મ સિદ્ધાંત તથા- કર્મવિષાક દ્વારા સમગ્ર દુનિયામાંના દરેક સમાજની અંદર આવેલી અસમાનતાઓનો મેળ બેસાડી શકાય છે. ઈ.સ. ૫૫૩માં ખ્રિસ્તી બાઈબલમાંના પુનર્જન્મને માન્યતા આપનારા ફકરાઓ પર મનાઈ ફરમાવવામાં આવી હતી. એવા પુરાવા મળી આવે છે. પ્રખ્યાત દાર્શનિક પ્લેટોએ પણ આત્મા પુનર્જન્મ લેતો હોવાની વાતને સમર્થન આપ્યું છે. લેબેનોનમાંના ડ્રેસ નામક મુસ્લિમ સમાજમાં પણ એવું માનવામાં આવે છે કે જીવ પોતાના દરેક જન્મમાં પોતાની પ્રતિ સાધતો હોય છે. તેથી વર્તમાન જન્મમાં જેટલાં થઈ શકે એટલાં પુણ્યકર્મો કરી લેવાં જોઈએ. કયામતના દિવસે તમામ જન્મોમાંના સારાંનરસાં કૃત્યોનો તાળો મેળવીને જ અંતિમ ન્યાય કરવામાં આવશે.

સંમોહિત અવસ્થામાં જ્યારે પૂર્વજન્મના દ્રશ્યો દેખાતા હોય છે, ત્યારે આવા દ્રશ્યોને બેઘડીના મનોરંજન તરીકે અથવા નરી કલ્પના તરીકે માની લેવામાં આવે છે. પણ થાણે ખાતેના ઓશોપ્રેમી સ્વામી આનંદ ઋષિએ તેમના ‘પુનર્જન્મ—કલ્પના કે વાસ્તવ’ નામક ગ્રંથમાં લોનાવાલા ખાતે કાર્લ એડિંગ્ટન નામક જર્મન થેરપિસ્ટે તેમના પર કરેલા પ્રયોગોની માહિતી આપી છે. તેમાં સ્વામી આનંદે લખ્યું છે કે આ વિવિધ પ્રયોગોમાંથી તેમનામાં તેમના પૂર્વજન્મોના સ્મરણો તાજાં થયાં અને તેમના મનમાંની મૃત્યુની બીક કાયમ માટે જતી રહી. તેમના આ પુસ્તકની નવી આવૃત્તિમાં નાડીગ્રંથ અંગેના તેમના વિચારો તથા નાડીગ્રંથ

ભવિષ્યમાં નીકળતા પૂર્વજન્મ-પુનર્જન્મ સિદ્ધાંત વિષેનું વિવેચન પણ સમાવવામાં આવ્યું છે.
નાડીગ્રંથ. ભવિષ્યમાનું પૂર્વજન્મ કથન એ નરી કલ્પના નથી. માનવીના વર્તમાન જન્મની સાથે તેનો અતૂટ સંબંધ છે.
પૂર્વજન્મ-પુનર્જન્મ અંગે વધુ રસપ્રદ માહિતી તથા તેની પાછળનો તૈત્તિરીય ઉપનિષદનો સિદ્ધાંત સમજવા માટે ડૉ. પ. વિ. વર્તકનું 'પુનર્જન્મ'પુસ્તક વાંચવાની ભલામણ છે.
ભૃગુસંહિતાના એક પત્રવાચક (શાસ્ત્રી) પંડિત શ્યામાચરણ ત્રિવેદીનો અનુભવ જાણવા જેવો છે. તેમના વિષે એક વખત ભૃગુજીએ કહ્યું કે શ્યામાચરણના હોશિયારપુર ખાતે આવેલા બંગલામાં એક લંગડો પોપટ એક દિવસે અચાનક આવી ચડેલો છે અને તે બંગલામાં કામ કરતી બાઈકામવાળી- પાસેથી તે સેવા કરાવી રહ્યો છે. બંગલાની ચોકી કરવા માટે પાળેલા બે અલમસ્ત અલ્સેશિયન કુતરાઓથી બિલકુલ ગભરાયા વગર આ પોપટ પાંજરામાંથી બહાર આવીને પેલી કામવાળીના હાથમાંથી ખાય છે, અને પાણી પીને પાછો પાંજરામાં જતો રહે છે. આ પોપટ પૂર્વજન્મમાં એ કામવાળીનો દીકરો હતો. માતાએ માર્યું, અને દીકરો લંગડો થયો. એટલે આ જન્મે તે લંગડો પોપટ બનીને આવ્યો છે અને પોતાના પૂર્વજન્મની માતા પાસેથી સેવા કરાવી રહ્યો છે.

# પ્રકરણ ૮

# પોતાનું પૂર્વજન્મનું વ્યક્તિત્વ શોધી કાઢનારા

# ડો. દિલીપ નાહર


ડો. દિલીપ નાહર

ડૉ. દિલીપ નાહર પુણે ખાતે રહે છે તથા વ્યવસાયે ડૉક્ટર છે. તેમની ડૉક્ટર તરીકેની પ્રેક્ટિસ પણ ખૂબ ધમધોકાર ચાલી રહી હતી. ઘરે પ્લાસ્ટીકની લાઈનનો ધંધો હતો. એક દિવસે તેમણે ઘરના ધંધામાં જ ઝંપલાવવાનું નક્કી કર્યું. દવાખાનાને તાળું મારીને ચાવી મ્હાત્રે પુલ પરથી નદીમાં ફેંકી પણ દીધી, અને પૂરી તૈયારીથી ધંધામાં ઝંપલાવ્યું. ધંધો પણ ખૂબ વિકસાવ્યો. સારી એવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. હંસા નામક યુવત સાથે લગ્ન ડૉ. દિલીપ નાહર કર્યા. બે દીકરીઓ અને એક દીકરો, એમ ત્રણ સંતાનો સાથેનો બન્ને પતિપત્નિનો ઘરસંસાર સુખપૂર્વક ચાલી રહ્યો હતો. એ દરમિયાન વાસ્તુશાસ્ત્રના વિજ્ઞાનને પડકાર આપવાના હેતુથી નવી ફેક્ટરીમાંની બધી જ રચના વાસ્તુશાસ્ત્રના નિયમો વિરુદ્ધ્ કરી. નવી ફેક્ટરી સાવ બેસી ગઈ એટલે વાસ્તુશાસ્ત્રીઓની સલાહ લઈને ફરીથી વાસ્તુશાસ્ત્ર અનુસાર ફેક્ટરીમાં ફેરફારો કર્યા. ચમત્કાર સર્જાયો. એ જ કામદારો, એ જ જગ્યા, અને એ જ મશીનરી હોવા છતાંય ફેક્ટરી પાછી ધમધોકાર ચાલવા માંડી. તેથી વાસ્તુશાસ્ત્રનો અભ્યાસ કર્યો.

જ્યોતિષશાસ્ત્ર તથા અન્ય શાસ્ત્રોમાં પણ પ્રવીણતા પ્રાપ્ત કરી. મિત્રો સાથેની વાતચીત દરમિયાન તેમને નાડીગ્રંથની માહિતી મળી. નાડીગ્રંથમાંના તેમના ભવિષ્યકથનની કેસેટમાં તેમના પૂર્વજન્મનો ઉલ્લેખ આવ્યો હતો. તેમાં કથન હતું કે, 'કર્નાટક પ્રદેશમાં એક 'અવંદૂર' નામક ગામ આવેલું છે. ત્યાંના કોડઈમલઈ મંદિરમાં તમે પૂર્વજન્મમાં પૂજારી તરીકે સેવા બજાવતા હતા. એક પગે લંગડા હતા. પૂજારી તરીકેની સેવા કરવાની સાથે સાથે તમે પંચાગ—ભવિષ્યકથન કરીને પોતાનો ચરિતાર્થ ચલાવી રહ્યા હતા. આગળ જતાં તમને તમારા ભાઈની જમીનનો લોભ લાગ્યો. તમે એની જમીન તથા સોનું વગેરે પચાવી પાડ્યાં. પણ પાછલી જિંદગીમાં તમને એનો પસ્તાવો થયો અને તમે એ જમીન પાછી ભાઈને સોંપી દીધી. એ પછી તમારું મૃત્યુ થયું. ડૉ. નાહરે ૨૦૦૫ના ચાતુર્માસના દિવસો દરમિયાન પત્ની બાળકો સાથે

દક્ષિણ ભારતની સફરે જવાનું નક્કી કર્યું. આ સફરમાં તેમને દક્ષિણ ભારતમાં આવેલું અવંદૂર ગામ શોધી કાઢવાની તીવ્ર તાલાવેલી હતી. પણ આ ગામડું ચોક્કસ કઈ જગ્યાએ આવેલું છે એની કાંઈ જ ખબર ન હતી. મૈસૂર અને તમિલનાડુની સીમાઓ પર ક્યાંક આ ગામ આવેલું છે, એટલી જ માહિતી તેમને મળી. મૈસૂરમાં તેમને રાજુ નામક એક ખૂબ ઉત્સાહી માર્ગદર્શક મળ્યો. દીકરી દીપ્તીને પણ પિતાના આ સંશોધનમાં ખૂબ રસ હતો. પત્નીનો પણ સાથસહકાર હતો. વળી, ડૉ. નાહરને પોતાને પણ પૂર્વજન્મમાંના વ્યક્તિત્વની શોધ જરૂર થઈ શકશે એવી પ્રબળ આંતરસ્ફુરણા હતી. ટેક્સી કરીને તેઓ અવંદૂર ગામ શોધવા નીકળ્યા. ત્રણસો-ચારસો કી.મી. જેટલું ફરવા છતાંય એ ગામનો પત્તો ન લાગ્યો. છેક પોંડિચેરી સુધી ધક્કા ખાધા. પણ અવંદૂરનો પત્તો મળતો ન હતો. ૩–૪ દિવસો પસાર થયા. આખરે મેડીકેરી નામક ગામ પાસે છેલ્લી તપાસ કરવાનું નક્કી થયું. ત્યાંય ન મળે તો પાછા ફરવું પડશે એવી હતાશામાં બધાં સરી પડયાં હતા. એટલામાં જ રાજુએ આવીને અવંદૂરનો પત્તો લાગ્યાની ખુશખબરી આપી. મેડીકેરીના જંગલમાં થઈને બધાં આગળ વધ્યાં. રસ્તામાં એક

મંદિર દેખાયું. પણ તે માતા ભવાનીનું હતું. ત્યાં તપાસ કરતાં જણાઈ આવ્યું કે, ડુંગરને પેલે પાર એક જીર્ણ શિવાલય આવેલું છે. પણ આજકાલ ત્યાં કોઈ જતું નથી. માંડમાંડ ત્યાં પહોંચીને પૂજારીઓ સાથે વાતચીત થઈ. વાતચીત દરમિયાન જાણવા મળ્યું, એક પૂજારીજી, જેમના પગે ખોડ હતી, એવા ત્યાં સેવાપૂજા કરતા હતા ખરા. પણ તેમના વિષે વધુ માહિતી ન મળી. મંદિરના બે ટ્રસ્ટીઓ પણ હવે આ સંશોધનમાં રસ લેતા થયા. એટલે બધાં જ સાથે મળીને જંગલમાં બે કીલોમીટર સુધી ડુંગર પ્રદક્ષિણા કરીને મંદિરે પહોંચ્યા. ત્યાં પાટિયું માર્યું હતું કે, 'દુર્ઘટનાને લીધે જનસંપર્કની મનાઈ છે.' પૂજારી ગભરાઈ ગયો. તેમ છતાંય ડૉ. નાહરે તેને હિંમત આપી અને મંદિરમાં પ્રવેશ કર્યો. મંદિરની છત તૂટેલી હતી. ઝાડની ડાળીઓ માથામાં પડવાથી ગમે ત્યારે ખોપડી ભાંગી જવાની બીક તો હતી જ. તેમ છતાંય ડૉ. નાહરે ત્યાં બેસીને પ્રાર્થના કરી, જાપ કર્યા અને પૂર્વજન્મની સ્મૃતિઓ જાગૃત કરવાનો પ્રયાસ કર્યો. તેમને સાચે જ તે શિવાલયમાં વિશિષ્ટ સ્પંદનોનો અનુભવ થયો અને ખાતરી થઈ કે આ જ પેલું પૂર્વજન્મનું શિવમંદિર છે. વધુ તપાસ કરતાં કૂવો પણ મળી ગયો. એ મંદિરની આજુબાજુનો ભાગ કોડઈમલઈના નામે જાણીતો હોવાની માહિતી પણ મળી. અગાઉના મંદિરનું નામ તળકાવેરી હોવાની માહિતી પણ મળી. મહાબળેશ્વરમાં પાંચ નદીઓના ઉગમનું એક સ્થાન છે. તે જ રીતે ત્યાં જળસ્ત્રોત પણ હતો,

પાછા ફરતી વખતે જીર્ણ શિવાલયના પૂજારીજીના સગાંઓને બેંગ્લોર ખાતે મળવાનું નક્કી થયું. ટી. એસ. શંકરરાવ નામક એ સગાંઓના ઘરમાં બધાંએ ડૉ. નાહરનું પ્રેમથી સ્વાગત કર્યું. કુટુંબ પૈસે ટકે સુખી હોય તેમ જણાયું. ઘરમાં કોઈક ધર્મકાર્યની તૈયારીઓ થઈ રહી હતી. પિતૃપક્ષ નિમિત્તે પિતૃઓને પિંડદાન કરવાની વિધી ચાલી રહી હતી. ડૉ. નાહરને સખત નવાઈ લાગી. સ્વર્ગસ્થ પિતૃઓનું શ્રાદ્ધકર્મ કરવામાં આવી રહ્યું હતું અને ત્યાં તેઓ તેમના પૂર્વજન્મના પિતૃ તથા આ જન્મના ડૉક્ટર નાહર તરીકે ઉપસ્થિત હતા. આ તે કેવો યોગાયોગ!

શંકરરાવના કુટુંબીજનો સાથે વાતચીત દરમિયાન તેમની પાંચ-દસ પેઢીઓનો ઈતિહાસ તથા વંશવેલો પણ ડોક્ટર નાહરને જોવા મળ્યો. વંશવેલામાં ટી. એસ. શંકરરાવના એક કાકા અવંદૂરના પ્રાચીન શિવમંદિરમાં પૂજાકાર્ય કરતા હોવાનો ઉલ્લેખ હતો. તેમનું નામ લક્ષ્મણ શાસ્ત્રી હતું. પોતે પચાવી પાડેલી જમીન-જાગીર તેમણે ઈ.સ. ૧૯૫૫ની સાલમાં સાચા વારસદારોને પાછી સોંપી હોવાનો ઉલ્લેખ હતો. ડૉ. નાહરનો જન્મ ઈ.સ. ૧૯૫૫નો જ છે. ડૉ. નાહરે જાણ્યું કે તેઓ જ શ્રી શંકરરાવના કાકાનો આ જન્મનો અવતાર છે, ત્યારે તેઓ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. બન્ને કુટુંબો વચ્ચે મિત્રતાના અંકુર ઊગી નીકળ્યા. આજે પણ શંકરરાવના ઘરની એ મુલાકાત યાદ કરતાં ડૉ. નાહરનાં રૂવાડા ખડાં થઈ જાય છે.
પૂર્વજન્મમાંના પોતાના વ્યક્તિત્વને મળવાનું અનોખું ભાગ્ય તેઓ કદી પણ વીસરી શકશે નિહ. (ડૉ. દિલીપ નાહર (મો.) ૯૮૭૧૦૦૬૨૦૧)

| ક્રમ | સંસ્કૃત નામ | તમિલ નામ | ક્રમ | સંસ્કૃત નામ | તમિલ નામ |
|---|---|---|---|---|---|
| ૧. | અશ્વિની | અસ્વીની | ૧૫. | સ્વાતી | સ્વાતી |
| ૨. | ભરણી | ભરણી | ૧૬. | વિશાખા | વિશાહમ |
| ૩. | કૃતિકા | કાર્તિહે | ૧૭. | અનુરાધા | અનુશમ |
| ૪. | રોહિણી | રોહિણી | ૧૮. | જ્યેષ્ઠા | કેટે |
| ૫. | મૃગ | નિરુગશી/રિષભમ | ૧૯. | મૂળ | મૂલમ |
| ૬. | આર્દ્રા | તિરુકતિરઈ | ૨૦. | પૂર્વાષાઢા | પુરાડમ |
| ૭. | પુનર્વસુ | પુનરપૂસમ | ૨૧. | ઉત્તરાષાઢા | ઉત્તરાડમ |
| ૮. | પુષ્ય | પુસમ | ૨૨. | શ્રવણ | તિરુઓણમ |
| ૯. | આશ્લેષા | આઈલ્યમ | ૨૩. | ધનિષ્ઠા | અવિટ્ટમ |
| ૧૦. | મઘા | મહમ | ૨૪. | શતતારકા | સદયમ |
| ૧૧. | પૂર્વા | પૂરમ | ૨૫. | પૂર્વાભાદ્રપદા | પુરાટાદિ |
| ૧૨. | ઉત્તરા | ઉત્તિરમ | ૨૬. | ઉત્તરાભાદ્રપદા | ઉત્તરાટાદિ |
| ૧૩. | હસ્ત | હસ્તમ | ૨૭. | રેવતી | રેવતી |
| ૧૪. | ચિત્રા | સિત્તરૈ | | | |

# પ્રકરણ ૯

# નાડીગ્રંથ જ્યોતિષ અધિવેશનમાં નાડીગ્રંથ શાસ્ત્રીઓનું ગૌરવ

નાડીગ્રંથ પ્રેમીઓની લોકલાગણીને માન આપીને તા. ૧૪ ઓક્ટોબર, ૨૦૦૭ના રોજ પુણે ખાતે એક દિવસનું નાડીગ્રંથ જયોતિષ અધિવેશન યોજવામાં આવ્યું હતું. વિંગ કમાંડર (નિવૃત્ત) શશિકાંતભાઈ ઓકે આ અધિવેશનનું સંચાલન કર્યું હતું. અધિવેશનનું ઉદ્‌ઘાટન જ્યેષ્ઠ રમલતજ્ઞ શ્રી ચંદ્રકાન્ત શેવાળેના હસ્તે કરવામાં આવ્યું. અતિથીવિશેષ તરીકે માજી અમલદાર શ્રી પ્રકાશ દેવળે ઉપસ્થિત હતા. આ અધિવિશેનમાં શ્રી દેવળે, ડૉ. આર. એન. શુકલ, પુણેના જ્યેષ્ઠ અને પારંપારિક યોતિષશાસ્ત્રીઓ તથા કેટલાંય નાડીગ્રંથ પ્રેમીઓનું ગૌરવ કરવામાં આવ્યું. બેલગાંવના પ્રાધ્યાપક શ્રી અયાનંદ ગળતગે દ્‌વારા લિખિત ‘વિજ્ઞાન અને બુદ્‌ધિવાદ' નામક પુસ્તકની બીજી આવૃત્તિનું પ્રકાશન પણ કરવામાં આવ્યું. તે વખતે માનપત્ર સાથે વહાણની પ્રતિકૃતિવાળું ગૌરવચિન્હ પણ અર્પણ કરવામાં આવ્યું. આ ગૌરવચિન્તનું ચિત્ર આ પુસ્તકના પાર્શ્વપૃષ્ઠ પર આપવામાં આવેલી છે.

એ ઉપરાંત મુખ્ય મહેમાન તરીકે ઉપસ્થિત રહેલા ચેન્નાઈ ખાતેના ઈન્ડોલોજી નિષ્ણાત ડૉ. જી. જોન સેમ્યુએલે નાડીગ્રંથમાં આવતા શબ્દોના શબ્દકોશનું કામ ખૂબ જલદી પૂર્ણ કરવામાં આવશે એવી માહિતી આપી.

એ સિવાય સામાન્ય નાગરિકોને નાડીગ્રંથ તથા તેના આધારે ભવિષ્ય જોવાની પદ્‌ધતિ અંગે માર્ગદર્શન પણ આપવામાં આવ્યું. વિગ કમાંડર રાકેશ નંદા, ફીરોઝ મિસ્ત્રી તથા બીજા કેટલાય નાડીગ્રંથ પ્રેમીઓએ પોતાને થયેલા અદ્‌ભુત અને અકલ્પનીય અનુભવોનું વર્ણન કર્યું. વિંગ કમાંડર શશિકાંતભાઈએ કેટલીક વખત નાડીગ્રંથમાં તાડપત્રી મળવી શા માટે કઠિન થઈ

પડે છે તથા ભવિષ્યકાલીન ઘટનાઓને ખોટી રીતે વર્ણવીને કર્મવિપાક ભોગવવામાં કઈ રીતે ભાગ ભજવવામાં આવે છે, તેનો દાખલો આપીને માહિતી આપી.

પુણે ખાતે આવેલા ઉદ્યાન પ્રસાદ સભાગૃહ ખાતે આ અધિવેશન બપોરે એક વાગ્યાથી સાંજના સાડા છ સુધી ચાલી રહ્યું હતું. મહારાષ્ટ્રમાં આવેલા પંદરથીયે વધુ નારીકેન્દ્રોના સંચાલકો એમાં ઉપસ્થિત રહ્યા હતા, પુણે ખાતેના શ્રી ઈશ્વરન, શ્રી બાલા, શ્રી મુત્યુસામી, શ્રી મુરલીધરન, શ્રી અરવિંદસામી, નાસિકથી આવેલા શ્રી કીર્તી, કોલ્હાપુરથી આવેલા શ્રી જયસૂર્યા, જલગાંવ તથા ધૂલિયાથી આવેલા શ્રી કન તથા શ્રી સુંદર વગેરેનો તેમાં ખાસ સમાવેશ થતો હતો. આગામી વર્ષો દરમિયાન વધુ પ્રગતિ સાધી શકાય તે માટે કયા અવરોધો દૂર કરવાની જરૂર છે, એ વિષે તથા અન્ય વીસ મુદ્દાઓ વિષે નાડી નિષ્ણાતોએ પોતાનાં મંતવ્યો રજૂ કર્યા. નાડી કેન્દ્રો વધુ સારી સેવા આપી શકે, તે માટે નાડી શાસ્ત્રીઓએ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવું જરૂરી છે, અંગ્રેજી પર પ્રભુત્વ હશે તો નાડીગ્રંથમાંના ભવિષ્યની સમજ વધુ સારી રીતે આપી શકાશે, આજકાલ નાડી નિષ્ણાતો જાતકને તેના ભવિષ્યની કેસેટ ઉપલબ્ધ કરાવતા હોય છે, એને બદલે સીડી આપી શકાય, જેવા અનેક મુદ્દાઓ પર ચર્ચા-વિચારણા કરવામાં આવી.

અધિવેશન દરમિયાન પોતાનું ભવિષ્ય જાણવા માટે અંગૂઠાની છાપ આપનારાઓ માટે ફીમાં ખાસ વળતર પણ આપવામાં આવ્યું હતું.

# પ્રકરણ ૧૦

# નાડીકેન્દ્રો વધુ સારી સેવા કઈ રીતે આપી શકશે ?

નાડી કેન્દ્રના સંચાલકો તરફથી ભવિષ્યકથન અંગે વધુ સારી સેવા અને સુવિધા પ્રાપ્ત થાય, તે હેતુથી કેટલાક મુદ્દાઓની અહીં છણાવટ કરવામાં આવી છે. નાડી કેન્દ્રના સંચાલકો આ મુદ્દાઓ પર વિચાર કરે, અને બને તેટલી ત્વરાથી તેમને અમલમાં મૂકે, એવી વિનંતિ તેમને અહીં મારા તરફથી કરવામાં આવે છે.

(૧) નાડીપત્રમાંની ભાષા કૂટ તમિલમાં હોય છે. એ ભાષામાં લખાયેલા ભવિષ્યનું વાંચન કરવું સહેલું નથી. તેને માટે યોગ્ય પ્રશિક્ષણ તથા કુશળતા કેળવવાની જરૂર હોય છે. શું આપ, આપના માર્ગદર્શન હેઠળ આવા કુશળ નાડીવાંચકો તૈયાર થાય, એ માટે કોઈ ખાસ પ્રશિક્ષણની વ્યવસ્થા કરો છો?

(૨) આપના કેન્દ્રમાં આપ મુલાકાતીઓની નોંધપોથી (Visitor's Book) રાખી શકો ખરા ? તે પરથી ભવિષ્ય જોઈને ગયેલા મુલાકાતીઓના અનુભવો અંગે નવા મુલાકાતીઓને માર્ગદર્શન મળશે એવું તમને લાગે છે ખરું ?

(૩) આપના કેન્દ્રમાં જે સ્ટાફ હોય છે, તે આપની જેમ જ પ્રાતઃકાળે સ્નાન,
જાપ, પૂજા, મંત્ર તથા આરતી વગેરે કરીને ભવિષ્યકથનની શરૂઆત કરે છે ? (૪) જે વ્યક્તિ નાડી કેન્દ્રમાં પોતાનું ભવિષ્ય જોવા આવે છે, તેને નાડીગ્રંથનાં દર્શન કરતાં પહેલાં અંદરના પૂજાખંડમાં જઈને મહર્ષિને શ્રદ્‌ધાપૂર્વક વંદન કરવાની અને પોતાની તાડપત્રી સહેલાઈથી મળી જાય એવી પ્રાર્થના કરવાની તમે સલાહ આપો છો ?

(૫) નાડીકેન્દ્રના સંચાલકો માટે Spoken Englishના વર્ગો દ્‌વારા અંગ્રેજી ભાષા પર પ્રભુત્વ મેળવવા માટેના પ્રયાસો હાથ ધરી શકાય ?

(૬) ઘણી વખત તાડપત્રી નક્કી કરતી વખતે જાતકના નામનું આદ્યાક્ષર પૂછવામાં આવે છે ત્યારે જાતકને એવું લાગે છે કે તેની માહિતી તેની પાસેથી જ કઢાવીને તાડપત્રીમાંથી વાંચવાનો ઢોંગ કરવામાં આવે છે. આવું ન થાય તે માટે જે પત્રી પર આખું નામ (પિતાનું અથવા માતાનું) નીકળે તે પટ્ટી પરનું ભવિષ્ય જાતક માટે નક્કી કરવામાં આવે એવું બની શકે ખરું ?

(૭) જયારે તાડપત્રી નક્કી થાય છે ત્યારે તે પટ્ટીમાં જાતકનું નામ ક્યા અને કઈ રીતે કોતરેલું છે, તે જાતકને બતાવવામાં આવે છે ખરું ?

(૮) નાડીપટ્ટીમાંની ભાષા તમિલ હોવાથી જાતક માટે અનુવાદકની ખાસ જરૂર પડે છે. ઘણી વખત અનુવાદનો દરજ્જો ખૂબ ખરાબ હોય છે. તેથી ભવિષ્ય જોવા આવનારાના ઉત્સાહ પર પાણી ફરી વળે છે. વળી અનુભવ ઓછો હોવાને લીધે ભવિષ્યકથનનો ખોટો અનુવાદ થતો હોવાની શંકા પણ મનમાં જાગે છે. વારે વારે કેન્દ્રમાં જઈને જરૂરી ચોખવટ કરવી શક્ય નથી હોતી. આ બાબતે કયા પગલાં લઈ શકાય ?

(૯) ચૌદ નંબરના કાંડમાં જે આરાધના કરાવવાની હોય છે, તે વૈદીશ્વરન કોઈલ ખાતે કરાવવાને બદલે નાડી કેન્દ્રમાંથી જ કરાવી શકાય ખરી ?

(૧૦) નાડી કેન્દ્રમાં નાડીપટ્ટીની પૂજા અર્થે વસ્ત્રો, ફળ, ફૂલ, મીઠાઈ, રોકડ રકમ વગેરે ધરાવવામાં આવે છે. એમાંથી જરૂરી વસ્તુઓ નાડીકેન્દ્ર સંચાલકો રાખી શકે છે. તે ઉપરાંત જે વસ્તુઓ બાકી હોય, તેમને જરૂરિયાતમંદોને દાનમાં આપવામાં આવે છે ખરી ? કારણ કે વધારાની ચીજવસ્તુઓ જરૂરિયાતમંદોને મળે એવી ઈચ્છા પૂજા કરનારની હોય છે.

(૧૧) કોઈપણ પ્રતિષ્ઠિત વ્યક્તિઓ આપના નાડીકેન્દ્ર તરફથી જે દાનધર્મ કરે, તેની માહિતી નાડીકેન્દ્રની મુલાકાતે આવનારાઓને મળે, એ હેતુથી આવી માહિતી અથવા ફોટાઓ આપ કેન્દ્રમાં રાખો છો ખરા ? જો આવું થાય તો નાડી કેન્દ્ર દ્વારા થતા સમાજ કાર્યનો ખ્યાલ લોકોને આપવામાં જરૂર મદદ થઈ શકે છે.

(૧૨) કેટલાક લોકો નાડી ભવિષ્યને જૂઠાણામાં અથવા અપપ્રચારમાં ખપાવવા માગતા હોય છે. આવી હેરાનગતિથી બચી શકાય તે માટે આપ કોઈ નિષ્ણાત વકીલની અથવા નજીકના પોલીસ સ્ટેશનની મદદ લો છો ખરો ? કારણ કે આ ધંધામાં જૂઠાણાને અવકાશ ન હોવા છતાંય તકલીફો વેઠવી પડતી હોય છે. ભવિષ્યમાં આ અંગે કાયદો ઘડાવાની પણ શક્યતા છે. એટલે નાડીકેન્દ્રોને ગાફેલ રહેવું પોસાય તેમ નથી.

(૧૩) જે જાતકની તાડપત્રી મળે, ભવિષ્યકથન થઈ જાય, તે પછી એ પટ્ટી જાતકને સોંપી શકાય ખરી ?

(૧૪) એમ કરવું શક્ય ન હોય, તો કોમ્પ્યુટરની મદદથી નાડીપટ્ટીમાંનો એટલો ભાગ scan કરીને તેની સીડી આપી શકાય ખરી ?

(૧૫) સમયના અભાવને લીધે અથવા પોતાની વ્યાવસાયિક વ્યસ્તતાને લીધે લોકોને કેન્દ્રનો ૧૦ થી ૬નો સમય ફાવતો નથી હોતો. શું આ સમય વધારીને સવારને ૯ થી રાતના ૯ વાગ્યા સુધી ન રાખી શકાય ? રવિવારે અથવા અથવા રજાને દિવસે જે ધસારો થાય છે, તેને આ રીતે ખાળી ન શકાય ?





(૧૬) નવું નાડીકેન્દ્ર ખોલવા માટે આપને નાડીપ્રેમીઓ પાસેથી મદદની જરૂર હોય છે ? નાડીપ્રેમીઓ આ બાબતમાં શું કરી શકે છે ?

કેવી

(૧૭) આપના કેન્દ્ર પાસે પાર્કિંગ અથવા અન્ય જરૂરિયાત પૂરી પાડવામાં આવે છે ખરી ?

(૧૮) આપના કેન્દ્રમાં કામ કરનાર કર્મચારીઓ માટે આપ રજાઓ,

પગાર, ભોજન, દવા જેવી સુવિધાઓ પૂરી પાડો છો ખરો ? (૧૯) આપના કેન્દ્રમાં

શાહીવાળા અંગૂઠા સ્વચ્છ કરવા માટે ચોખ્ખા

ટુવાલ, સ્વચ્છ સ્વચ્છતાગૃહની સુવિધા છે ખરી ?

(૨૦) આપના હાથ નીચેના કર્મચારીઓ ગ્રાહકો સાથે સન્માનપૂર્વક અને સચ્ચાઈભર્યું વર્તન કરે છે ખરા ?

ઉપરોક્ત વીસ મુદ્દાઓ મેં રજૂ કરેલા છે. એ ઉપરાંત જો કોઈ નાડીગ્રંથપ્રેમી બીજા મુદ્દા રજૂ કરવા માંગતા હોય તો મને જરૂર આનંદ થશે. આ મુદ્દાઓને નાડીગ્રંથ કેન્દ્ર કેટલે અંશે અમલમાં મૂકે છે તે પણ જોવું જરૂરી છે. આ પત્રક અમે બધાં જ નાડીકેન્દ્રોને મોકલવા માગીએ છીએ. તેઓ પણ

આ પત્રકને પોતાના કેન્દ્રમાં બધાંને દેખાય એ રીતે રાખે એવી વિનંતિ છે. નાડીગ્રંથમાં ભવિષ્ય જોવા જતી વખતે તેમાં આવતા નક્ષત્રોના નામો જુદા હોય

છે. તેથી અહીં નક્ષત્રોના સંસ્કૃત નામો તથા તમિલ નામો આપવામાં આવ્યા છે.

| ક્રમ | મહિનાનું નામ | તમિલ નામ | ક્રમ | રાશિનું નામ | તમિલ નામ |
|---|---|---|---|---|---|
| ૧. | ચૈત્ર | સિત્રે | ૧. | મેષ | મેષમ્ |
| ૨. | વૈશાખ | વૈહાસી | ૨. | વૃષભ | રિષબમ્ |
| ૩. | જેઠ | આની | ૩. | મિથુન | મિદધુનમ્ |
| ૪. | અષાઢ | આડી | ૪. | કર્ક | કટહમ્ |
| ૫. | શ્રાવણ | આવની | ૫. | સિંહ | સિમ્મમ્ |
| ૬. | ભાદરવો | પુરટ્ટાસી | ૬. | કન્યા | કન્ની |
| ૭. | આસો | ઐપસી | ૭. | તુલા | તૂલામ્ |
| ૮. | કારતક | કાર્તિકેયી | ૮. | વૃશ્ચિક | વૃશ્ચિહમ્ |
| ૯. | માગશર | માર્ઘવી | ૯. | ધન | ધુનુસુ |
| ૧૦. | પોષ | તૈ | ૧૦. | મકર | મકરમ્ |
| ૧૧. | મહા | માસી | ૧૧. | કુંભ | કુંમબમ્ |
| ૧૨. | ફાગણ | પાકુની | ૧૨. | મીન | મીનમ્ |

# પ્રકરણ ૧૧

# ભવિષ્યકાલીન ઘટનાઓના સંદર્ભમાં નાડીગ્રંથ ભવિષ્ય સાચું પડે છે કે નથી પડતું ?

નાડીગ્રંથ અંગેના અધિવેશનમાં નાડીગ્રંથમાંના ભવિષ્યના સાચાખોટાપણાની ચર્ચા થાય, એ સ્વાભાવિક જ હતું. કારણ કે ઘણા લોકોના અનુભવો શશિકાંતભાઈ ઓકના અનુભવોથી તદન વિરોધી છે. પણ આ મુદ્દાની સંપૂર્ણ ચર્ચા અધિવેશનના સમયગાળામાં થાય તે શક્ય ન હોવાથી અહીં એનો જવાબ આપવાનો પ્રયાસ કર્યો છે; અને વાંચકોને આ જવાબ સમાધાનકારક લાગશે એવી આશા છે. એ અગાઉ પણ પ્રોફેસર અયાનંદ ગળતગેના પુસ્તકમાંનો કેટલોક ભાગ ધૃત કરીને આ સવાલનો જવાબ આપવાનો મેં પ્રયત્ન કરેલો છે. અહીં હું મારા દિલોજાન દોસ્ત ફલાઈંગ ઓફીસર ધનંજય મોટેનો દાખલો રજૂ કરવા માગું છું. ઈ.સ. ૨૦૦૨ની વાત છે. મારા પંજાબના પોસ્ટીંગ દરમિયાન મારી અને વાયુસેનાના ફલાઈંગ ઓફિસર ધનંજય મોટેની ઓળખાણ થઈ. સાંગલીથી આવેલો આ સોહામણો જુવાન સ્વભાવે પણ એટલો જ દિલદાર હતો. રોજ સવારે જાપ–સાંઈ સાધના કરવાવાળો આ યુવાન ઓફિસના કામકાજમાં પણ એટલો જ પાવરધો હતો. અંગ્રેજી ભાષા પર જબરજસ્ત પ્રભુત્વ, બોક્સિંગ, ગીટારવાદન, ડ્રોઈંગ, પેઈન્ટીંગ જેવા શોખ ધરાવતા આ તરવરિયા જુવાન સાથે મારી તરત જ દોસ્તી બંધાઈ ગઈ. પોતે લીધેલી નવી નકોર ઈન્ડિકા ગાડી પોતાની માતા તથા બહેનને બતાવવા માટે તે જાતે લુધિયાનાથી સાંગલી સુધી સેલ્ફ ડ્રાઈવ કરીને ગયો હતો; તે વખતે પુણે ખાતે અમે બન્ને મળ્યા હતા. તેનું ભવિષ્ય અમે પુર્ણ ખાતેના નાડીકેન્દ્રમાં જોયું હતું. નસીબજોગે તેની તાડપત્રી પણ સહેલાઈથી મળી ગઈ. ભવિષ્ય ખૂબ ઉજ્જવળ હતું. કારકીર્દીમાં મોભાનું સ્થાન, સંતાનોનું સુખ પણ ઘણું સારું, આયુષ્ય બળવાન, આવનાર બે માસમાં લગ્ન નક્કી થવાના યોગ, માત્ર લગ્નબંધનમાં

બંધાવાનો યોગ જિંદગીના એક વર્ષ બાદ, એવું બધું વર્ણન હતું. સાતમા કાંડમાં ભાવિ પત્નીનું વર્ણન આવ્યું. તેનું નામ જૂના જમાનાનું નિહ હોય, કોઈક મોડર્ન નામ ધરાવતી, નિસર્ગ સૌંદર્યથી ભરપૂર એવા ઠેકાણે રહેતી એ યુવિત હશે એવું વર્ણન આવ્યું અને કેટલાક દિવસો બાદ તેમ થયું પણ ખરું. તે યુવાનનાં લગ્ન એક મોડર્ન નામ ધરાવતી યુતિ સાથે નક્કી થયાં. તે પનાળાની રહેવાવાળી હતી. પનાળા એ મહારાષ્ટ્રમાંનું હિલસ્ટેશન છે. એટલે નિસર્ગ સૌંદર્યનો મુદ્દો પણ સાચો ઠર્યો. ધનંજય તો લગ્ન માટે તૈયાર જ હતો. તેમ છતાંય કન્યાની મોટી બહેનનાં લગ્ન પણ બાકી હોવાથી બન્ને દીકરીઓનો પ્રસંગ સાથે જ લેવાય એમ નક્કી થયું, અને ધનંજયનાં લગ્ન તાત્કાલિક લેવાવાને બદલે એક વર્ષ બાદ નક્કી થયાં. હું એનાં લગ્નમાં સપરિવાર ઉપસ્થિત હતો. લગ્ન પતી ગયા બાદ હું મારી ફરજ પર હાજર થઈ ગયો. ધનંજય પણ હનીમૂન માણવા ઊપડી ગયો. હનીમૂન માણ્યા બાદ ધનંજયને પણ ફરજ પર હાજર થવાનું હોવાથી તે પત્નીને લેવા તથા પત્નીના માતાપિતાને મળવા સાંગલી ગયો હતો. ત્યાંથી તેને પંજાબ ખાતે ફરજ પર હાજર થવાનું હતું. સાંગલીથી તે કાર લઈને નીકળ્યો અને જયસિંગપુરથી આગળ આવ્યા બાદ રેલવેના ઓવરબ્રીજ પર તેની કાર એક ટ્રક સાથે ભયાનક રીતે અથડાઈ. ધનંજયનું ઘટનાસ્થળે મોત નીપજીને જ રહ્યું. પંદર દિવસની અંદર આ ભયાનક અકસ્માત થયો વાયુસેના તરફથી તેની અંતિમક્રિયામાં હાજર રહેવાનું કમનસીબ મારે માથે આવ્યું.

મારા પર ચારે તરફથી સવાલોનો વરસાદ વરસવા લાગ્યો. આ કઈ રીતે થયું ? મહર્ષિની ભવિષ્યવાણી કઈ રીતે ખોટી પડી ? નાડીગ્રંથ પર વિશ્વાસ રાખવા જેવો જ નથી. બધા નર્યા ગપગોળા છે, નર્યા જૂઠાણાં છે. ચારે બાજુએથી હું આ સવાલોની બાણવર્ષા સહી રહ્યો હતો. જવાબ આપવો જરૂરી હતો. હું વિચાર કરવા લાગ્યો. આવું શીદ થયું હશે ? ક્યાં થાપ ખવાઈ ગઈ હશે ? પ્રોફેસર અયાનંદ ગળતગેના વાક્યો મારાં કાનમાં ધૂંધવાઈ રહ્યા હતા. જ્યારે કોઈ જાતક તેનું ભવિષ્ય જાણવા જાય છે ત્યારે તેનો જે ભૂતકાળ હોય છે, તે બરાબર આવતો હોય છે. નાડીગ્રંથો જયારે લખવામાં આવ્યા, તે વખતે જાતકનો ભૂતકાળ, એ નાડીગ્રંથના લેખક

મહર્ષિઓ માટે તો ભવિષ્યકાળ જ હતો. એ જો સાચો નીકળતો હોય તો નાડીગ્રંથોને ખોટા ન ઠેરવી શકાય. પણ ભવિષ્ય જે દિવસે જોવામાં આવે, તે પછીના દિવસોનું ભવિષ્ય ખોટું ઠરે તો તેની પાછળ કોઇ ખાસ કારણ હોવું જ જોઈએ. એટલે કે ભવિષ્ય ખોટું નથી હોતું. જાણી જોઈને થોડું આડુંઅવળું કરી દેવાય છે. નાડીનો ઉદ્દેશ કર્મવિપાકને સુલભ રીતે તથા ન્યાયપૂર્વક અમલમાં મૂકવાનો છે. ભવિષ્યકથનનો નથી. પ્રાચાર્ય અયાનંદ ગળતગેના આ વિધાનની સત્યતા આપણે હવે પારખી જોઈએ.

ધારો કે વાંચક પોતે જ નાડી મહર્ષિ છે. એટલે કે વાંચક તરીકે તમને ધનંજયનો જીવનવૃત્તાંત ખબર છે, અને એક નાડીમહર્ષિ તરીકે તમે તેને લખી રહ્યા છો. તો હવે તમે શું કરશો ? ધનંજયની પત્નીના નસીબમાં વૈધવ્ય યોગ હોય, તો તે માટે તેનાં લગ્ન થવાં જરૂરી છે. એ લગ્ન પણ ધનંજય જેવા યુવાન સાથે જ થવાં જોઈએ, તો જ તેનો વૈધવ્યયોગ સિદ્ધ થાય કારણ કે ધનંજયની જીવાદોરી અતિશય ટૂંકી છે. ધનંજયની નાડીપટ્ટી ન મળવાનું બહાનું બતાવીને તમે તેને ભવિષ્યથી દૂર રાખી શકો છો; એટલે કે ભવિષ્ય જાણવાથી દૂર રાખી શકો છો. અથવા તો તેનું ભવિષ્ય એ રીતે લખી રાખી શકો છો, કે ધનંજય લગ્ન કરવા તૈયાર થઈ જ જાય. એ માટે તેની ભાવિ પત્નીનું સરસ વર્ણન તમને કરવું પડે. ધનંજયનું ભાવિ, સંતાનો, જીવન, બધું સરસ હોવાનું લખી રાખવું પડે. ધારો કે તમે સત્ય કથન કરવાની ઘેલછામાં લખી રાખો કે ધનંજય તો ચાર દહાડાનો મહેમાન છે. તો પછી એ લગ્ન માટે તૈયાર થાય ખરો ? ન થાય. પણ કર્મવિપાક તો ભોગવવાનો જ છે. કર્મવિપાક સાથે કોઈ વાટાઘાટો થઈ શકતી નથી. તેથી સાત નંબરના કાંડમાં તેની ભાવિ પત્નીનું એટલું બધું આબેહૂબ વર્ણન તમારે આપવું પડે કે ધનંજય તેને જોતાંવેંત તેની સાથે લગ્ન કરવા તૈયાર થઈ જાય. કર્મવિપાક ભોગવવા સામે ચાલીને તૈયાર થઈ જાય.

ધનંજયના ઘરનાં જયારે કારમાં બેસીને કન્યાને જોવા પનાળા જઈ રહ્યા હતા, ત્યારે નાડીગ્રંથમાંનું વર્ણન ઠેકઠેકાણે સાચું પડતું જાણીને ધનંજયના ઘરનાં કન્યાને જોતા પહેલાં જ તેને પોતાની ભાવિ પુત્રવધૂ માની બેઠેલા હતા.

જો તમે ધનંજયનું આવું ભવિષ્ય એક નાડીમહર્ષિ તરીકે લખો, તો શું તમે ઠપકાને પાત્ર છો ખરા ? કર્મવિપાકના ભોગવટાને સરળ બનાવવો હોય તો તમને આવું કર્યા વગર છૂટકો છે ખરો ?

ધનંજયની તાડપત્રી આ જ રીતે લખવા પાછળ બીજું એક કારણ પણ હોઈ શકે છે. ધનંજયના આ ભવિષ્યમાં હું મહત્ત્વનો સાક્ષી હતો. હું (શશિકાંત ઓક) નાડી ગ્રંથ પ્રેમી છું. ભવિષ્યમાં લોકો નાડીગ્રંથો સામે પ્રશ્નાર્થક નજરે જોવા લાગે, તો તેમના પ્રશ્નનો જવાબ આપવા માટે ધનંજયના ભવિષ્યમાં શશિકાન્તને આ રીતનો ભાગ ભજવવો જરૂરી હતો. મારી પત્નીની પણ ત્રણ તાડપત્રીઓ લખાયેલી છે. તેમાંની છેલ્લી તાડપત્રી વ્યક્તિનું નામ કઈ રીતે કોતરેલું હોય છે, એના ભવિષ્યકાલીન પુરાવારૂપછે. મારા લેખન પ્રત્યે લોકોના મનમાં પૂર્વગ્રહદૂષિત અભિગમ ન બંધાય તે માટે મેં આ વિવેચન કર્યું છે. ઘણી વખત જયારે નવું બાળક જન્મ લેવાનું હોય ત્યારે દીકરો અવતરશે. એવું ભવિષ્ય ભાખવામાં આવે છે, પણ હકીકતમાં દીકરી જન્મે છે. હવે દીકરો અને 'દીકરી' એ બે શબ્દોમાં સહેજ માત્રાફેર છે. ઘણી વખત લખતી વખતે ‘રો’ ને બદલે ‘રી’ લખાઈ ગયું હોય તેવું પણ બની શકે છે. જ્યારે સંતાનોનાં લગ્નો ભવિષ્યકથન મુજબ થતાં નથી, ત્યારે પણ ઉદાસીન અભિગમ રાખવો નહિ. વિવાહમાં વિલંબ હોઈ શકે છે. આ બધું ટાળવા માટે શાંતિદીક્ષાની સલાહ પણ આપવામાં આવે છે. તેથી નાડીગ્રંથના ભવિષ્યને ખોટું ઠેરવતાં પહેલાં સૌ વાંચકો બધાં જ મુદ્દાઓનો વિચાર કરે, તે જરૂરી છે.

# પ્રકરણ ૧ ૨

# નાડીગ્રંથમાં પોતાની તાડપત્રી મળવી, એ ઘટનાની શક્યાશક્યતા કેટલી ?

કલ્પના કરો કે આપણે એક નદીને કિનારે ઊભા છીએ. નદીમાં પ્રચંડ પૂર આવેલાં છે. આપણે આપણા ખીસ્સામાંથી દીવાસળીની પેટી કાઢીને તેમાંની એક દીવાસળી તે ધસમસતાં નીરમાં નાખી દઈએ છીએ. થોડીવારે બીજી એક દીવાસળી તે જ રીતે ફેંકી દઈએ છીએ. બન્ને દીવાસળીઓ ધસમસતા પ્રવાહમાં ક્યાંય ગરકાવ થઈ જાય છે. બન્ને દીવાસળીઓ પાણીમાં ફેંકવા વચ્ચે કેટલીક સેકન્ડોનો જ સમયગાળો છે. હવે આ બે દીવાસળીઓ ફરી ક્યારે મળશે? સામાન્ય રીતે આપણે કહી શકીએ કે આ બે દીવાસળીઓ ફરી ક્યારેય નહિ મળી શકે. કોઈ ગણિતશાસ્ત્રી ગણતરી કરીને જવાબ આપે, તો પણ એનો જવાબ શું હશે ? તે પણ એમ જ કહેશે કે આ ઘટના અશક્ય નથી પણ તેની શક્યતા પણ અતિશય નહિવત્ છે. હવે આપણે એ બન્ને દીવાસળીઓ દીવાસળીની પેટીમાં પાછી ક્યારે આવશે એનો જવાબ શોધીશું તો એનો જવાબ શું આવશે ? આ ઘટના અશક્ય છે, એ જ જવાબ હોઈ શકે છે.

આમ કેમ ? કારણ કે પરિસ્થિતી સતત બદલાતી રહેવાની છે. દીવાસળીઓ તૂટી જઈ શકે છે. દીવાસળીઓ પાણીમાં ફેંકનાર માણસ પણ કદાચ જીવિત ન હોઈ શકે. નદીમાં પાણી પણ ન હોઈ શકે. એવા તો હજારો કારણો હોઈ શકે છે, જેના થકી એ બે દીવાસળીઓ કદીયે ફરીથી દીવાસળીની પેટીમાં પાછી ફરશે નહીં. તેમ છતાંય એ બે દીવાસળીઓ જરૂર ભેગી થશે એવું જો કોઈ કહે તો એને આપણે પાગલ જ ગણીશું. તાર્કિક દૃષ્ટિએ આ વાત શક્ય જ નથી. બૌદ્ધિક દૃષ્ટિએ પણ આમાં વિશ્ર્વાસ મૂકવો શક્ય નથી.

હવે આ જ ઘટનાને બીજી ષ્ટિથી જોવાનો પ્રયાસ કરીએ આપણી ઘટનામાંની ધસમસતી નદી, એ કાળનો પ્રવાહ છે. તે પ્રવાહમાં નાડીગ્રંથના કર્તા મહર્ષિ, એક વ્યક્તિનું ભવિષ્ય

લખેલી તાડપત્રી છોડી દે છે. આ આપણી પહેલી દીવાસળી છે. એ પછી કેટલોય સમય વહી જાય છે, અને એક વ્યક્તિ જન્મ લે છે. આ દીવાસળીની પેટીમાંની બીજી દીવાસળી છે. કેટલાક સમય બાદ, એ વ્યક્તિને પોતાનું ભવિષ્ય જાણવાની ઈચ્છા થાય છે. પણ તેનું ભવિષ્ય જે તાડપત્રી પર લખવામાં આવ્યું છે, એ તો બીજી હજારો તાડપત્રીના ઢગલામાં પડેલી છે. તેમ છતાંય તેને ખબર છે, કે મારી પાસે એક વ્યક્તિ તેનું ભવિષ્ય જાણવા માટે આવનાર છે. એક દીવાસળી બીજી દીવાસળીને મળવાની છે. ભલે એ વ્યક્તિ ભવિષ્યની ભાષાથી પણ અજાણ છે. તેને ખબર પણ નથી કે મારું ભવિષ્ય કોઈકે હજારો વર્ષ અગાઉ મારા માટે લખી રાખેલું છે. ભવિષ્ય લખનાર મહર્ષિને એમાંથી કશું ય મેળવવાની ઈચ્છા નથી. આ તો તેમની માનવજાત માટેની નિષ્કામ સેવા છે. માનવીનું કલ્યાણ થાય, એ જ તેમની ઈચ્છા છે અને એને લીધે બે દીવાસળીઓ ભેગી થાય છે. અશક્ય વાત શક્ય બને છે.

આપણે જ્યારે કોઈપણ નાડીકેન્દ્રમાં આપણું ભવિષ્ય જોવા જતા હોઈએ છીએ, તે વખતનો એ સમય, આપણા માટે અતિદુર્લભ સમય હોય છે. અશક્ય બનતી ઘટના શક્ય થવાનો એ સમય હોય છે. તેથી ભવિષ્ય જાણવાની ઈચ્છાથી નાડી કેન્દ્રની મુલાકાતે જતી વખતે પવિત્ર ભાવનાથી જ જવું જરૂરી છે. અજ્ઞાત મહર્ષિઓએ આપણા માટે નિસ્વાર્થભાવે લખી રાખેલા આપણા ભવિષ્ય માટે તેમના પ્રત્યે આપણા મનમાં માન, આદરની ભાવના હોવી જરૂરી છે. આવી ભાવના સાથે ભવિષ્યનો આનંદ માણવો જોઈએ. તેનો સ્વીકાર કરવો જોઈએ. નાડીગ્રંથોને નર્યા જૂઠાણામાં ખપાવવા માંગતા લોકોએ આટલો વિચાર કરવો જરૂરી છે. તેમ છતાંય તેઓ આ ગ્રંથોને નર્યો બકવાસ માને, દંભ માને, તો તેમનું નસીબ !

# પ્રકરણ ૧૩

# શાંતિદીક્ષા કરવાથી શો લાભ થાય છે ?

નાડીગ્રંથના ભવિષ્યમાં વ્યક્તિના ભાવિ જીવનનું વર્ણન હોય છે. આ વર્ણન જે તે વ્યક્તિના અંગૂઠાની છાપ પરથી કરવામાં આવે છે. અંગૂઠાની છાપ પરથી જ જે તે વ્યક્તિની તાડપત્રી નક્કી થાય છે. તાડપત્રીમાં એ વ્યક્તિના તથા એના માતા-પિતા અથવા બીજા કુટુંબીજનોના નામોનો ઉલ્લેખ હોય છે એ પછી તે વ્યક્તિએ પોતાના પૂર્વજન્મમાં જે પાપો કર્યા હોય છે, તેને લીધે તેને આ જન્મમાં ભોગવવી પડતી આધિ-વ્યાધિ-ઉપાધિઓનું વર્ણન આવે છે. એ પછી ૧૩ અને ૧૪ નંબરના કાંડમાં ઉપરોક્ત કષ્ટ પીડાનો પરિહાર થાય એ માટે કેટલાક ઉપાયો સૂચવવામાં આવે છે; જે કરવાથી જીવન સુખમય નીવડી શકે છે. આ બધી બાબતોનો અર્થ એટલો જ છે કે વરસતા વરસાદને રોકવાની તાકાત તો આપણામાં નથી હોતી. પણ આપણે છત્રીની મદદથી વરસાદથી આપણું સંરક્ષણ કરી શકીએ છીએ. છત્રીની મદદથી આપણું સંરક્ષણ કરવું, એ આપણા હાથની વાત છે. શાંતિ દીક્ષાનું મહત્ત્વ વરસાદમાં વપરાતી છત્રી જેવું છે, એમ કહી

**શાંતિદીક્ષા કઈ રીતે કરવી જોઈએ ?**

શાંતિદીક્ષાના બે ભાગ હોય છે. પહેલા ભાગમાં કેટલાંક મંદિરોમાંની પૂજા તથા અર્ચનાનો સમાવેશ હોય છે. પૂજા માટે જે દિવસ અથવા વાર અને સમય આપવામાં આવ્યો હોય, તે દિવસે અને તે જ સમયે પૂજા—અર્ચના થાય તે અગત્યનું છે. વળી, મંદિરના પરિસરમાં કેટલાયે ઉપમંદિરો તથા ઉપદેવીદેવતાઓ પણ હોય છે. તેથી મંદિરમાં કયા દેવી અથવા દેવતાની અર્ચના કરવાની છે, તેની ચોક્સાઈભરી નોંધ રાખવી જરૂરી છે, જેથી કરીને ભૂલથી બીજા ભળતા દેવી-દેવતાની અર્ચના ન થાય. યોગ્ય માર્ગદર્શનના અભાવે આવી ભૂલો થતી

હોય છે, અને તેને લીધે સમય અને પૈસાની બરબાદી થાય છે. વળી યોગ્ય રીતે શાંતિદીક્ષા ન થવાથી ફળ પણ મળતું નથી.

નાડીગ્રંથમાં પોતાનું ભવિષ્ય જોયા બાદ બને એટલી વહેલી તકે મંદિરોમાં પૂજા-અર્ચના કરવી જરૂરી છે. કારણ આ સમગ્ર પ્રક્રિયા લાંબી હોય છે. સમય માગી લેવા વાળી છે. મંદિરમાં પૂજા કરવા જતી વખતે સ્નાન વગેરે પતાવીને શુચિર્ભૂત થઈને જવું. બને તો વહેલી સવારે જ પહોંચી જવું, મંદિરની ઓફિસમાંથી પૂજા માટેની પહોંચ મેળવી લેવી. મંદિરમાં જઈને ગર્ભગૃહમાંની મૂર્તિનાં ભક્તિભાવથી દર્શન કરવાં. વાતો કરવામાં સમય બગાડવો નહિ. ભાષા અલગ અને ન સમજી શકાય તેવી હોવાને લીધે થોડીઘણી તકલીફ થઈ શકે છે, તેમ છતાંય મન શાંત રાખવાનો પ્રસાય કરવો. મંદિર પરિસરમાંનો ઘોંઘાટ, ગીચતા, અસ્વચ્છતા વિગેરે તરફ ધ્યાન આપવું જરૂરી નથી. આપણે શાંતિદીક્ષા પરિહાર માટે આવેલા છીએ એવું ભાન રાખવું. અંદર પ્રવેશ કર્યા પછી, તરત જ પૂજારી પાસે જઈને પોતાને કયા દેવી-દેવતાની અર્ચના-પૂજા કરવાની છે તેની જાણ કરવી. પોતાનું નામ, પિતાનું નામ, જન્મનક્ષત્ર, રાશિ, ગોત્ર વગેરે પૂજારીને જણાવવું. જન્મનક્ષત્ર, જન્મરાશિ, ગોત્ર વગેરે અહીં ખાસ પૂછવામાં આવે છે. યાદ ન રહેતું હોય તો, એક કાગળ પર નોંધ કરીને તે કાગળ સાથે રાખવો. અન્ય વ્યક્તિ માટેની અર્ચના હોય તો તે વ્યક્તિ માટે પ્રાર્થના કરવી. પૂજા સાહિત્ય બહાર ઉપલબ્ધ હોય છે. પોતાના ખીસાને પરવડે તેવી પૂજા સામગ્રી ખરીદવી. અર્ચના જે રીતે કરવાનો આદેશ આવ્યો હોય, તે રીતે જ કરવી. ઘણી વખત એવું પણ બની શકે છે, કે બે પાસપાસેનાં મંદિરોમાં અર્ચના કરવાની આવે છે; પણ વચ્ચે એક દૂરના મંદિરની અર્ચનાનો સમાવેશ થતો હોય છે. એ અંગે નાડીગ્રંથના વાંચક શાસ્ત્રીજી સાથે વાત કરીને અર્ચનાને ક્રમવાર ગોઠવી શકાય. આદેશ અનુસાર બધી પૂજા-અર્ચના થઈ જાય, તે પછી નાડીકેન્દ્રમાં જઈને મહર્ષિના ફોટાને ફળ, ફૂલ, દક્ષિણા, વસ્ત્રો, મીઠાઈ વગેરે અર્પણ કરવામાં આવે છે. આ બધી વસ્તુઓ મહર્ષિને ચરણે પ્રેમપૂર્વક ધરાવવી. દક્ષિણા અંગે ઘણી વખત કેટલાકના મનમાં શંકા જાગતી હોય છે કે આ બધું સાચે જ લખેલું છે ખરું ? આવી શંકા મનમાં જાગે તો પૂજાઅર્ચના કરતાં

પહેલાં જ એ વિષે ખાતરી કરી લેવી. અધકચરા મનથી પૂજા કરવી નિહ. મને પણ ઘણા લોકો પૂછતા હોય છે કે નાડીપત્રોમાં સાચે જ દક્ષિણા સ્વરૂપે અમુક રકમ આપવી એવો ઉલ્લેખ હોય છે ? હા. આવો ઉલ્લેખ હોય છે. મેં આની ચકાસણી કરેલી છે. તેમ છતાંય દરેકે પોતપોતાની રીતે દક્ષિણા અંગેની ચકાસણી કરી લેવી, અને પછી જ પૂજા—અર્ચના કરવી, જેથી કરીને મનમાં ખોટી શંકાકુશંકાઓ નહિ જાગે, અને માનસિક શાંતિ હણાઈ નહિ જાય. ૧૪મા કાંડમાં વિશિષ્ટ મંત્રજાપ કરીને બનાવવામાં આવતા તાવીજ અંગે માહિતી હોય છે. એ તાવીજ અંગેની પણ જે સૂચનાઓ હોય તેમનું પાલન કરવું જરૂરી હોય છે.

ઘણી વખત લોકોના મનમાં સવાલ પેદા થતો હોય છે કે શાંતિદીક્ષા ફરવાની જરૂર છે ખરી ? નહિ કરાવીશું તો નિહ ચાલે ? સાચે જ આવું બધું કરવાથી કંઈ ફાયદો થાય છે, કે પછી ખાલી પૈસાનો અને સમયનો બગાડ થાય છે ? ફળ મળે છે કે નથી મળતું પણ ઘણાંય લોકોના એવા અનુભવો છે કે શાંતિદીક્ષા કરાવ્યા બાદ તેમને આશ્ચર્યજનક અનુભવો થયેલા છે. આવા લોકોના અનુભવો ત્રીજી આવૃત્તિમાં આપવામાં આવેલા છે. જેમના મનમાં શાંતિદીક્ષા અંગે કોઈપણ શંકા હોય તેમને આ અનુભવો વાંચી જવાની વિનંતી છે. એમાંના કેટલાક લોકોએ પુણે ખાતેના અધિવેશનમાં પોતાના અનુભવોનું શ્રોતાઓ સમક્ષ વર્ણન પણ કર્યું છે.

<u>શાંતિદીક્ષા ન કરવાથી અનુભવાતી ખરાબ અસરો</u>

કેટલીક વખત શાંતિદીક્ષા નહિ કરવાના ખરાબ પરિણામો પણ જોવા મળે છે. કેટલીક વખત ઈચ્છા હોવા છતાંય પૈસાનો અથવા સમયના અભાવે શાંતિદીક્ષા કરી શકાતી નથી. કેટલાક લોકો માત્ર મનોરંજન ખાતર નાડીગ્રંથમાંનું ભવિષ્ય જોવા આવતા હોય છે. આવા લોકોને શાંતિદીક્ષામાં કોઈ રસ હોતો નથી. પણ સમયનું વહેણ કોઈને માટે અટકતું નથી હોતું. સમયના વહેણમાં જ્યારે આપત્તિઓનો સામનો કરી શકાતો નથી, અમંગળના એંધાણ સાચાં

ઘણી વખત આવી શાંતિદીક્ષા કોઈ મિત્રની મદદથી અથવા કોઈ સગાની મદદથી કરાવી લેવામાં આવે છે, એને લીધે ધાર્યું પરિણામ મળી શકતું નથી. વાયુસેનાના એક વિરેષ્ઠ અધિકારી માટે શાંતિદીક્ષા કરાવવાનો આદેશ હતો. એ અધિકારી માટે તેમનાં પત્નીની બહેનપણીએ કરી. સમય જતાં એ વ્યક્તિનું હવાઈ અકસ્માતમાં મૃત્યુ થયું. આમ કેમ થયું ? એ વિષે જ્યારે તપાસ કરી, ત્યારે જાણવા મળ્યું કે શાંતિદીક્ષા જાતે કરવાનો આદેશ હતો. તેમ છતાંય તેમણે જાતે શાંતિદીક્ષા ન કરાવી અને પત્નીની બહેનપણી મારફ્તે કરાવી. એટલે ધાર્યું ફ્ળ ન મળી શક્યું. મોતને પાછળ ઠેલી ન શકાયું. નાડીગ્રંથમાં જે પણ પૂજા-અર્ચના કરવાનો આદેશ આવે, તે પૂજા-અર્ચના જે તે વ્યક્તિએ જાતે જ કરવી. કમનસીબે એવુ શક્ય જ ન હોય, તો નિકટનાં સગાં અથવા માતાપિતાએ પૂજા-અર્ચના કરાવવી. કોઈપણ સંજોગોમાં ત્રયસ્થ વ્યક્તિ પાસેથી ન કરાવવી.

૧૪માં કાંડમાં દેવી-દેવતાના મંત્ર વિષે પણ આદેશ આવતો હોય છે. કેટલાંક વખત કોઈ ચોક્કસ મંત્રના જાપ એક, બે અથવા તેનાથી વધુ મંડલ સુધી કરવાનો હોય છે. અહીં એક મંડલ એટલે ૪૮ દિવસ, એવો અર્થ લેવો. નાડીકેન્દ્ર તરફ્થી પણ આ મંત્ર કરાવવાની સુવિધા ઉપલબ્ધ કરાવવામાં આવે છે. એ માટેનો ખર્ચો મંત્રજાપ કરાવનારને ભોગવવાનો હોય છે. મંત્ર જાપ પતી ગયા બાદ અભિમંત્રિત યંત્ર તથા રક્ષા પોસ્ટમાં મોકલી આપવામાં આવે છે. આ અભિમંત્રિત યંત્ર અને રક્ષાને માદળિયામાં મૂકીને સીલ કરીને એ માદળિયું શરીર પર ધારણ કરવાનું હોય છે. અભિમંત્રિત યંત્ર જો ખોવાઈ જાય, તો નાડીશાસ્ત્રીની સલાહ લઈને નવું યંત્ર બનાવી શકાય છે.

શાંતિદીક્ષા તથા માદળિયા અંગેના લોકોના અનુભવો ખૂબ જ આશ્ચર્યજનક અને ચમત્કારિક હોય છે. પણ આખરે આ અનુભવો સાચા છે. તેથી જ અહીં આ અનુભવોનો સમાવેશ કરેલો છે.

# પ્રકરણ ૧૪

# નાડીગ્રંથ પ્રેમીઓના અનુભવો

ધીમે ધીમે નાડીગ્રંથો અંગેનું જ્ઞાન સામાન્ય પ્રજામાં વધુને વધુ ફેલાઈ રહ્યું છે. એની સાથે નાડીગ્રંથ ભવિષ્ય કેન્દ્રોની સંખ્યા પણ ભારતના દરેક પ્રાંતમાં વધવા લાગી છે. કેટલાયે લોકો મારી સાથે ફોન વાત કરીને અથવા પત્ર દ્વારા સંપર્ક સાધીને નાડીગ્રંથના ભવિષ્યની અદ્ભુત વાતો મારા સુધી પહોંચાડતા રહે છે. એમના શબ્દોમાંથી મહર્ષિ પ્રત્યેનો તેમનો આદર તથા અહોભાવ હંમેશા છલકાતો રહે છે. મોટે ભાગે ભવિષ્યકથન વ્યક્તિગત હોવાથી ભવિષ્યકથન અંગેની ચર્ચાઓ ઘરની ચાર દીવાલોની અંદર સીમિત થયેલી હોય છે. તેમ છતાંય ક્યારેક જ્યારે નાડીગ્રંથપ્રેમીઓ મળે છે, ત્યારે તેમના અનુભવોનું વર્ણન આપણને સાચે જ રસતરબોળ કરી મૂકે છે.

♦ વિષ્ણુકુમાર નાટાનીએ બંધાવેલું અદ્ભુત દ્વાદશમુખી શિવલિંગ મંદિર બાર જ્યોતિર્લિંગોની જાત્રા કરવી સહેલી નથી એમ જેમને લાગતું હોય, તેમના માટે ખુશખબરી છે. જ્યોતિર્લિંગોના દર્શન માટે હવે લાંબી અને તકલીફભરી મુસાફરી કરવાની જરૂર નથી. જયપુરથી પચીસ કી.મી.ની દૂરી પર, દિલ્હી હાઈવે પર દ્વાદશમુખી શિવલિંગનું સુંદર મંદિર ભાવિકોની રાહ જોઈને ઊભું છે.

શ્રી વિષ્ણુકુમાર નાટાની આ મંદિરને તા. ૧ ફેબ્રુઆરી, ૨૦૦૬ના રોજ



શ્રી વિષ્ણુકુમાર નાટાની
મો. ૦૯૩૧૪૧૫૦૪૩૩



દ્વાદશમુખી શિવલિંગની પૂજા કરી રહેલા શ્રી શશિકાંતભાઈ અને
તેમનાં પત્ની, સૌ. અલકાબહેન

મો. ૦૯૩૧૪૧૫૦૪૩૩ ત્રણ વર્ષ પૂરાં થયાં. એ ઉત્સવમાં સહભાગી થવાનું ભાગ્ય મને લાધ્યું હતું. ખૂબ જ ઓછા સમયમાં આ મંદિર એક અતિમહત્ત્વના તીર્થસ્થાન તરીકે પંકાશે એવી મને ખાતરી થઈ ગઈ. પ્રાચીન સમયથી બાર જયોતિર્લિંગો પ્રખ્યાત છે. આ બધાં શિવસ્થાનોની જાત્રા કરવી અઘરી છે. જિંદગીમાં બારેય જ્યોતિર્લિંગો જોવાનો લહાવો કોક ભાગ્યશાળીને જ મળતો હોય છે. આવું ન થાય અને આ પવિત્ર યાત્રાનો લાભ બધાંને સહેલાઈથી મળી શકે, એ હેતુથી આ મંદિરની સ્થાપના કરવામાં આવી છે. આ મંદિરની પવિત્રતા પ્રખર છે, ફળપ્રદ છે. બારેય જ્યોતિર્લિંગોની યાત્રાનું ફળ આ મંદિરની યાત્રા કરવાથી મળે છે, એમાં શંકાને કોઈ સ્થાન નથી. કારણ કે આ હું નથી કહેતો, પ્રત્યક્ષ ભગવાન

શિવજીનું આ વચન છે, જે નાડીગ્રંથમાંના મહર્ષિના ભવિષ્યકથન મારફતે આપણા સુધી પહોંચેલું છે. લિખિત સ્વરૂપમાં પહોંચેલું છે. મોટે ભાગે એક વખત ભવિષ્ય જાણી લીધા પછી લોકો ભવિષ્યકથનની કેસેટ અથવા નોટબુકને અભેરાઈએ ચડાવી દે છે, અને ભૂલી જાય છે. પણ કેટલાક લોકો એવા હોય છે, જેમના માટે નાડીગ્રંથનું ભવિષ્ય જીવનભર પ્રેરણા આપનારું બની રહે છે. આવા દાખલાઓ જ્યારે જોવા મળે છે, ત્યારે નાડીગ્રંથોનું મહત્ત્વ વધુ તીવ્રતાથી અનુભવાય છે.

નાડીગ્રંથ વિષે મારું એક પુસ્તક હિન્દીમાં પ્રકાશિત થયેલું છે. આ પુસ્તક જયપુર ખાતે રહેતા યુવાન એડવોકેટ શ્રી વિષ્ણુકુમાર નાટાનીએ વાંચ્યું. વિષ્ણુકુમાર પોતે પણ જ્યોતિષનું સારું એવું જ્ઞાન ધરાવે છે. જયપુર ખાતે આવેલી વાસ્તુ તથા જ્યોતિષશાસ્ત્ર અંગેની લાઈબ્રેરીમાંથી તેમણે ઘણા પુસ્તકો મેળવીને વાંચ્યાં છે અને જ્યોતિષમાં ખૂબ પારંગત થયા છે.

૧૯૯૮ના વર્ષમાં તેમણે દક્ષિણ ભારતની જાત્રા કરી. એ દરમિયાન તેમણે નાડીગ્રંથોનો પણ બહોળો અનુભવ મેળવ્યો. એમની તાડપત્રીઓમાં એમના હાથે શિવમંદિરની સ્થાપના થશે એવી આગાહી કરવામાં આવી હતી. તે વખતે વિષ્ણુકુમાર અપરિણિત હતા. તેમની ભાવિ પત્નીનું વર્ણન પણ નાડીગ્રંથમાં કરવામાં આવ્યું હતું. એ બધી જ માહિતી શ્રી વિષ્ણુકુમારે ઝેરોક્સ કરીને મને એ મોકલી આપી, અને મને વિનંતી કરી કે જયપુર ખાતે કોઈને નાડીકેન્દ્ર સ્થાપવાની ઈચ્છા હોય તો તેમના તરફથી સંપૂર્ણ સહાયતા મળશે. સંજોગોવશાત્ પૂણે ખાતે સિંહગડ રોડ પર આવેલા નાડીકેન્દ્રના એક વરિષ્ઠ સંચાલક શ્રી અશોકકુમારે મને પૂછ્યું કે ઉત્તર ભારતમાં નાડીકેન્દ્ર સ્થાપવું હોય, તો ક્યાં સ્થાપી શકાય ? મેં તો એમને તરત જ વિષ્ણુકુમારજીનો સંપર્ક સાધવાની વાત કરી, અને તેઓ તેમની બધી જ મદદ કરશે, એવી ખાતરી આપી. ટૂંક સમયમાં તો બન્નેના સહયોગથી જયપુરમાં નાડીકેન્દ્રની સ્થાપના પણ થઈ ગઈ. ત્યાં સેવા આપવા માટે પુણે ખાતેના એક બાહોશ નાડીવાંચક શ્રી સત્યમૂર્તિની નીમણૂક પણ કરવામાં આવી. છેલ્લા ચાર-પાંચ વર્ષથી આ કેન્દ્ર ખૂબ સરસ સેવા આપી રહ્યું

છે. રાષ્ટ્રપતિ, ગવર્નર, રાજકારણીઓ, ઉચ્ચ હોદો ધરાવતા અધિકારીઓ તથા સામાન્ય વાંચકો, બધા જ એનો લાભ લઈ રહ્યા છે

એ જ અરસામાં શ્રી વિષ્ણુકુમાર જયપુર ખાતે આવેલા તમિલ સંગમના દક્ષિણેશ્વર મંદિરના તમિલ સમાજમાં ખૂબ લોકપ્રિય થઈ ચૂક્યા હતા. તેમની કાર્યકુશળતા તથા જ્યોતિષજ્ઞાનથી પ્રભાવિત થઈને દક્ષિણેશ્વર મંદિરના ટ્રસ્ટીઓએ તેમનો સમાવેશ ટ્રસ્ટીઓમાં કર્યો. દક્ષિણેશ્વર મંદિરના પરિસરમાં જે ખાલી જગ્યા હતી, ત્યાં શિવમંદિરની સ્થાપના કરવાના વિચારો ચાલી રહ્યા હતા. ઉપલબ્ધ જગ્યા અને વિષ્ણુકુમાર નાટાનીના આર્થિક સહયોગનો વિચાર કરતાં પચીસ કીલો જેટલા વજનનું શિવલિંગ બનાવવાનું નક્કી થયું. ગ્વાલિયરના એક શિલ્પી સાથે વાત પણ નક્કી થઈ ગઈ. તેમ છતાંય આ શિવલિંગ ‘દુનિયાની અજાયબી’ તરીકે કઈ રીતે પ્રખ્યાત થવાનું છે, તેનો ખ્યાલ આવતો ન હતો.

એ અરસામાં ફરીથી નાડીગ્રંથમાં ભવિષ્યકથન જોવામાં આવ્યું. એમાં શિવલિંગની રચના અંગે વધુ માર્ગદર્શન મળ્યું. આ શિવલિંગ સામાન્ય રીતે બનાવવામાં આવતા શિવલિંગો માફક ન હોવું જોઈએ, તેની ઉપર બાર જ્યોતિર્લિંગોની વિશિષ્ટ આકૃતિઓ કોતરેલી હોવી જોઈએ. તે શિવલિંગ પથ્થરનું બનેલું ન હોવું જોઈએ. અષ્ટ ધાતુઓ તથા અષ્ટ રત્નોથી બનેલું અને સજાવેલું હોવું જોઈએ. દુર્લભ રૂદ્રાક્ષોની માળા તેને પહેરાવેલી હોવી જોઈએ, એવો આદેશ નાડીગ્રંથ ભવિષ્યવાંચનમાં આવ્યો. મહર્ષિના આદેશને માથે ચડાવીને શ્રી નાટાનીએ અસલ એવું જ શિવલિંગ સ્થાપવાનું બીડું ઝડપી લીધું. ટૂંક સમયમાં સોનું, ચાંદી, તાંબુ, પીત્તળ તથા પ્લેટીનમની પણ જોગવાઈ થઈ ગઈ. દાનનો ધોધ વહેવા લાગ્યો અને આખરે આ શિવલિંગ પાંચ ટનનું, એટલે કે પાંચ હજાર કીલોનું બનાવવામાં આવ્યું. બધી જાતનાં રત્નો જડવામાં આવ્યા. એકથી ચૌદમુખો ધરાવતા દુર્લભ રૂદ્રાક્ષ પણ મેળવવામાં આવ્યા. બારેય જ્યોતિર્લિંગો પરની મુખાકૃતિના ચિત્રો તથા તેના બ્લોકસ શ્રી નાટાનીએ જાતે બધે જઈને એકઠાં કર્યાં. જયપુરના શ્રી ગોયલ તથા દિલ્હીના શ્રી ટંડનનો તેમને ઘણો સાથ-સહકાર મળ્યો.

બન્ને જણાએ શ્રી નાટાનીના કાર્યને પોતીકું કાર્ય સમજીને બધી રીતે મદદ કરી. શ્રી ટંડન તો લગભગ સીત્તેરની વય વટાવી ગયેલા હતા. તેમણે પોતાની Mintમાંથી સોનું તથા ચાંદી અને અન્ય ધાતુઓ મુક્ત હસ્તે આપી. આટલા ભવ્ય શિવલિંગની સ્થાપના માટે મંદિર પણ એટલું જ ભવ્ય હોવું જરૂરી હતું. એ માટે જગ્યા પણ વધુ મોટી અને મોકાની હોય તે અગત્યનું હતું.

ફરીથી નાડીગ્રંથમાંથી આદેશ મેળવવામાં આવ્યો. આ વખતે મહાશિવનાડીમાં એક પ્રશ્ન જોવામાં આવ્યો. પ્રશ્નનો જવાબ સાક્ષાત્ શિવજીએ આપ્યો. મંદિરની સ્થાપના ક્યાં થઈ શકે એ અંગે પ્રશ્ન પુછવામાં આવ્યો હતો... ભગવાન શિવે મહાશિવનાની મારફતે આદેશ આપ્યો, "તું મારી યાં સ્થાપના કરવા માંગે છે, તે તમિલ મંદિરની વધેલી જગ્યા છે. ત્યાં મારે સ્થાપન નથી થયું.' એટલે નવો પ્રશ્ન પૂછવામાં આવ્યો, કે નવી જગ્યા ક્યાં અને કઈ રીતે મળશે ? તેનો જવાબ આવ્યો કે આ શહેરની ઉત્તર-પૂર્વ દિશામાં પચીસથી ત્રીસ કી.મી.ના અંતરે આવેલી જગ્યા આ મંદિર માટે મળશે. એને માટે શોધખોળ કરવાની જરૂર નથી. એ જગ્યાના માલિક સામેથી તમને મળવા આવશે. મારી સ્થાપના એ જ જગ્યામાં થવાની છે. આ ઈમારત ચાર માળ ધરાવતી હશે. આ ક્ષેત્રની પ્રખરતા અને પવિત્રતા બીજા જ્યોતિર્લિંગો જેવી જ હશે. આ કાર્યમાં એક રાજકારણી વ્યક્તિનો સહયોગ સાંપડશે. ફરીથી સવાલ પૂછવામાં આવ્યો કે સ્થાપના કઈ રીતે કરવી ? એના જવાબમાં આદેશ આવ્યો કે સૌ પ્રથમ એક ઊંચો ચબુતરો બનાવવો. તેની ઉપર મારી સ્થાપના કરવી. આ સ્થાપના કરતી વખતે મારી સામે વાહનવહેવાર થતો રસ્તો હોય, એ બાબતનું ખાસ ધ્યાન રાખવું. ફરીથી સવાલ પૂછવામાં આવ્યો કે, તમિલ પ્રજા ક્રોધે ભરાયેલી છે. તેમણે કોર્ટ કેસ પણ કર્યો છે. તેનું શું થશે ? તેનો પણ જવાબ મળ્યો કે કેસમાં કંઈ દમ નથી. થોડા દિવસ ચાલશે પણ છેલ્લે પરસ્પર સમજૂતિથી બધું સમેટાઈ જશે.

આદેશ અનુસાર સાચે જ એક શ્રીમંત જમીનદાર જમીનના દસ્તાવેજો સહિત શ્રી નાટાનીને મળવા આવ્યા, અને કહ્યું, ‘‘મારા પરદાદાની ઈચ્છા એક જમીન મંદિર માટે દાન કરવાની હતી. તેમણે તેમની આ ઈચ્છા લખીને રાખેલી હતી. તમારે મંદિર માટે જગ્યા જોઈએ છે, એની મને ખબર પડવાથી, હું તમને મળવા આવ્યો છું.'
આવી રીતે જયપુર-દિલ્હી હાઈવે પરની મોંઘીદાટ જમીન સાવ સસ્તા ભાવે મળી ગઈ. શ્રી અશોક ગેહલોતના મંત્રીમંડળમાંના એક વગદાર રાજકારણી શ્રી જોશીની મહેનતને લીધે કોઈપણ તકલીફ વગર જમીનનો કબજો મંદિરના ટ્રસ્ટને મળી ગયો. પચીસ ફૂટ ઊંચો ચબુતરો બાંધવામાં આવ્યો. એ ઉપર આ અદ્‌વિતીય શિવલિંગની સ્થાપના થઈ. ચાર માળના આ શિવમંદિરમાં પહેલા માળે સુંદર કોતરણીનું કામ હાલ ચાલી રહ્યું છે. આવતા પાંચથી સાત વર્ષોમાં મંદિરનું કામ પૂર્ણ થવાની શક્યતા છે.
આ મંદિરની સ્થાપનાના ત્રીજા વાર્ષિકોત્સવમાં મને અને મારાં પત્નીને ખાસ નિમંત્રણ આપવામાં આવ્યું હતું. અમે બન્ને જણા ખૂબ ઉત્સાહભેર આ ઉજવણીમાં હાજર રહ્યા હતા. ૨૦૦૬ની બીજી ફેબ્રુઆરીએ, વસંતપંચમીના શુભદિને મંદિરમાં વૈદિક પંડિતો દ્‌વારા મહારૂદ્રહવન તથા મહારૂદ્રપાઠ સંપન્ન થયા. એ પછી શેખાવરી કલાકારોએ ઢોલકના તાલે શિવવંદના ભજવી બતાવી. એ પછી અત્યંત કુશળ કલાકારોએ પોતાના નૃત્યના માધ્મય દ્‌વારા શિવલીલાની આકર્ષક પ્રસ્તુતિથી મેદનીને મોહી લીધી. કૃષ્ણરાસલીલા, કૃષ્ણ-સુદામા મિલન, હનુમાનસ્તુતિ તથા શિવતાંડવનૃત્યના પ્રસંગોની પ્રસ્તુતિ અદ્‌ભુત હતી. વિવિધ નૃત્યમુદ્રાઓ, સજીવ નાગરાજ, અજગરના કંઠભૂપણો, ડાબી બાજુ ખોળામાં બિરાજેલાં પાર્વતીજી તથા બાળસ્વરૂપે બિરાજેલા ગણેશજી વગેરેના નૃત્યદર્શનથી સાક્ષાત્ ઈશ્વરના દર્શન થયાં હોવાનો લહાવો અનુભવવા મળ્યો.
સાંજના સમારોહમાં હાઈકોર્ટ જજ શ્રી ચૌહાન, શિક્ષણતજજ્ઞ તથા પૂર્વમંત્રી શ્રી જોષી અને બીજા કેટલાય મહાનુભાવો ઉપસ્થિત હતા. નાડીગ્રંથ મારફતે પ્રત્યક્ષ શિવજીએ મંદિર માટે

આપેલા આદેશોના અનુભવો સાંભળીને બધા દંગ થઈ ગયાં. બધાંના જ અનુભવો અદ્‌ભુતરમ્ય હતા. પ્રતિભાશાળી નાડીગ્રંથવાંચક શ્રી સત્યમૂર્તિની બધાંએ ખુલ્લા દિલે પ્રશંસા કરી.

સદાશિવ જ્યોતિર્લિંગેશ્વર મહાદેવના બારેય સ્વરૂપો અદ્‌ભુત છે. બધા જ રસ અને બધી જ મુદ્રાઓ આ બારસ્વરૂપો થકી સ્પષ્ટ થાય છે. દર્શન કરવા આવનાર ભક્તને બારેય મુખમુદ્રાઓ એકી સાથે દેખાઈ શકે એવી રચના અરીસાઓની મદદથી કરવામાં આવી છે. આ મંદિરને લીધે જયપુરના આકર્ષણમાં એક વધુ સ્થાનનો ઉમેરો થયો છે. એક તીર્થસ્થાન તરીકે આ મંદિરનું સ્થાન ઘણું ઊંચું છે.

## નાડીગ્રંથપ્રેમી શ્રી હીરાભાઈ બુટાલાજી



શ્રી હીરાભાઈ બુટાલાજી એક પ્રખર નાડીગ્રંથપ્રેમી છે. મહારાષ્ટ્ર ખાતે આવેલા ખેડના (રત્નાગિરી જિલ્લો) આ ખ્યાતનામ ઉદ્યોગપતિ ભારતના તમામ નાડીગ્રંથોનો અનુભવ લઈ ચૂક્યા છે. બધાં જ નાડીકેન્દ્રોની મુલાકાત લઈ ચૂકેલા આ પતિપત્ની છેક ઉત્તર ભારત ખાતે આવેલા હોશિયારપુરની ભૃગુસંહિતા, મુંબઈના સ્વર્ગીય બાબુભાઈ છાયા જોષીથી માંડીને દક્ષિણ ભારત ખાતે આવેલી એકે શ્રી હીરાભાઈ બુટાલાજી મો. ૦૯૪૨૨૪૨૯૦૫૧ એક નાડીસંહિતામાં ફળાદેશ જોઈ ચૂક્યા છે. સૌથી મોટા પુત્રની કાયમી વિદાયની વસમી વ્યથા

તેમના હ્રદયમાં સતત હોવા છતાંય આ પતિપત્નીનો ઉત્સાહ યુવાનોને શરમાવે તેવો છે. તેઓ અજાતશત્રુ જેવા છે. શૂન્યમાંથી વિવિધ સંસ્થાઓનું નિર્માણ કરનારા છે. તેમને 'આધુનિક વિશ્વકર્મા' કહેવામાં આવે તો તેમાં જરાય અતિશયોક્તિ નથી. નાડીગ્રંથ ભવિષ્ય અંગેનાં સેંકડો પુસ્તકો તેમણે લોકોને વિનામૂલ્ય ભેટમાં આપેલાં છે. ભારતીય સંસ્કૃતિમાં તેમને અપાર શ્રદ્ધા છે, અનહદ આદર છે. નાડીગ્રંથના કર્તા મહર્ષિઓના જ્ઞાનપ્રત્યે પણ તેમના હ્રદયમાં અપાર શ્રદ્ધા અને માન છે. તેમના બન્ને સુપુત્રો પણ પિતાની માફક ભારતીય સંસ્કૃતિમાં અપાર આસ્થા ધરાવે છે. કેટલાક વર્ષો અગાઉ શ્રી બુટાલાજીને 'ઈન્દિરા ગાંધી પ્રિયદર્શિની'ના ખિતાબથી નવાજવામાં આવ્યા છે. તેમની પાસે નાડીગ્રંથમાંના સત્યભવિષ્યોનો ખજાનો ભર્યો છે. આ ખજાના વિષે જ્યારે તેઓ વાત કરે છે, ત્યારે તેમને સાંભળવા, એ એક અપૂર્વ લહાવો છે.

♦ <u>અનુવાદકનું કામ કરવાનો આદેશ</u>

આપણા જેવા, તમિલભાષાનું જ્ઞાન ન ધરાવતા લોકોને નાડીગ્રંથ ભવિષ્ય વાંચન વખતે અનુવાદકની જરૂર પડતી હોય છે. અનુવાદક તમિલ ભાષામાંના લખાણનો જરૂરિયાત મુજબ અંગ્રેજી, હિન્દી અથવા બીજી કોઈ ભાષામાં અનુવાદ કરી આપે છે. નાડીગ્રંથમાંના ભવિષ્યકથનને આપણા સુધી પહોંચાડવામાં અનુવાદકનો ફાળો ઘણો મોટો છે. કારણ કે એમની મદદ વગર મહર્ષિના વચનો આપણી પાસે પહોંચી શકતા નથી. મેં ઘણી વખત અનુવાદકો સાથે વાતચીત કરેલી છે. નાડીશાસ્ત્રી જ્યારે નવી તાડપત્રીઓનો જથ્થો લેવા તેમના સંગ્રહાલયમાં જાય છે, એ દરમિયાન મેં અનુવાદક સાથે ઘણી ઘણી વાતો કરેલી છે. નાડીગ્રંથ સાથે અનુવાદક તરીકે તેમનો કઈ રીતે સંબંધ આવ્યો એ વિષે તેમને પૂછતાં મને ઘણી રસપ્રદ બાબતો જાણવા મળેલી છે.

તાંબરમ ખાતેના નાડીકેન્દ્રમાં શ્રી સુબ્બરાયન, શ્રીમતી શ્રીદેવી અનુવાદક તરીકે વર્ષોથી સેવા આપી રહ્યા છે. હિન્દી અનુવાદક તરીકે શ્રી અરૂલરાજ ખૂબ સરસ કામ કરી રહ્યા છે.

નાડીગ્રંથ ભવિષ્ય

આજકાલ શ્રી અરૂલરાજ કલ્યાણીનગર ખાતેના નાડીકેન્દ્રમાં પોતાની સેવા આપી રહ્યા છે. તેમણે જ્યારે તેમનું પોતાનું ભવિષ્ય નાડીગ્રંથમાં જોયું હતું, ત્યારે તેમને તમે અનુવાદક તરીકે કામ કરશો' એવો આદેશ મળ્યો હતો. એટલે તેમણે આ સેવા આપવાનું શરૂ કર્યું. બીજા એક ભાઈનો અનુભવ પણ કંઈક આવો છે. તેમણે અત્યાર સુધી વૈદિશ્વરન કોઈલ, ચેન્નાઈ, પુણે, નવી દિલ્હી વગેરે અનેક ઠેકાણે નાડીગ્રંથ ભવિષ્યના અનુવાદક તરીકેની ફરજ બજાવેલી છે. તેમણે જયારે પોતાનું ભવિષ્ય નાડીગ્રંથમાં જોયું હતું ત્યારે 'આ વ્યક્તિ અનુવાદક તરીકે કામ કરશે.' એવું ભવિષ્ય આવ્યું હતું. એ જાણીને આ ભાઈને ખૂબ નવાઈ લાગી. પહેલાં તો તેમણે આ વાત હસવામાં કાઢી નાખી. કારણ કે અનુવાદક જેવું ફાલતું કામ કરવાની પોતાને જરૂર નથી એવી તેમની ધારણા હતી. કારણ કે દુબઈ ખાતેની નોકરીમાં તેમને સારી કમાઈ થઈ રહેતી હતી. તેઓ રજા લઈને થોડો સમય દુબઈથી ભારત આવ્યા હતા. દુબઈ પાછા ફરતાં પહેલાં તેમણે તેમના મિત્રના કેન્દ્ર ખાતે પોતાનું ભવિષ્ય મજાકમાં જોયું હતું. એટલે તેમનો ભવિષ્યવાણી પર જરાય વિશ્વાસ ન બેઠો. પણ ભાગ્યને પડખું ફેરવતાં વાર નથી લાગતી. ટૂંક સમયમાં કુવૈતમાં લડાઈ ફાટી નીકળી. નોકરી હોવા છતાંય એ દેશોમાં જવા પર મનાઈહુકમ આવવાથી હજારો યુવાનો બેરોજગાર થઈ ગયા. લાખો રૂપિયાની બચત ગણતરીમાં ખલાસ થઈ ગઈ. પિતાની માંદગીનો ખર્ચો ભોગવવો પડ્યો. ભાઈ-બહેનોમાં મિલકતના ભાગ પડ્યા, અને આખરે નિર્ધન થવાનો વારો આવ્યો. આખરે કંઈક કમાણી મળી રહે એ હેતુથી પેલા ભાઈને મિત્રના કેન્દ્રમાં અનુવાદક તરીકેનું કામ સ્વીકારવું જ પડ્યું. તે પછી તો ઘણાય શહેરોમાં જવાનું થયું. નવી દિલ્હી ખાતે કામ કરતી વખતે રાજકારણી વ્યક્તિઓના સંપર્કમાં આવવાનું થયું, તો મુંબઈમાં કામ કરતી વખતે ફિલ્મી દુનિયાની હસ્તીઓના સંપર્કમાં આવવાનો પણ લહાવો મળ્યો.

શ્રી ઈશ્વરન પુણે ખાતેના એક નાડી કેન્દ્રમાં મરાઠી ભાષાના અનુવાદક તરીકે ફરજ બજાવે છે. તેઓએ કેટલાક નવાં કેન્દ્રો પણ શરૂ કરેલાં છે. વ્યવસાયે તેઓ ફેશન ડીઝાઈનર માસ્ટર છે.

તેમની સાથે વાતો કરતી વખતે તેમણે તેમના ભાઈનો કિસ્સો મને કહી સંભળાવ્યો. તેમણે મને કહ્યું, "મારા ભવિષ્યમાં જ્યારે નીકળ્યું કે મને અનુવાદક તરીકે કામ કરવું પડશે, ત્યારે મેં થોડી નારાજગી સાથે જ આ કામ સ્વીકાર્યું હતું. પણ મારા ભાઈ વિષે મને ખૂબ જુદો જ અનુભવ થયો. મારા ભાઈ કૃપાનંદનો સ્વભાવ જરા જુદો હતો. લગ્ન કરવાની તેને જરાય ઈચ્છા ન હતી, તેમ છતાંય તેના નાડી ભવિષ્યમાં તેનાં લગ્ન અચાનક જ થઈ જશે, એવી ભવિષ્યવાણી નીકળી. આ સાંભળીને કૃપાનંદ તો હસવા જ લાગ્યો. આવું કઈ રીતે બની શકે ? પણ થોડા સમય બાદ એક લગ્ન સમારંભમાં ઠઠ્ઠા-મશ્કરી ચાલી રહી હતી, ત્યારે તેણે મજાકમાં ને મજાકમાં એક કન્યા પસંદ હોવાની વાત કરી. થઈ રહ્યું ! હવે તો આ સવાલ માતાપિતાની પ્રતિષ્ઠાનો હતો. મજાકમાં કરેલી વાત ભારે પડી, અને આખરે એને એ કન્યા સાથે લગ્ન કરવાં જ પડ્યાં. તે પછી તેણે ભવિષ્યવાણી અનુસાર થાણા તથા પુણે ખાતે અનુવાદકનું કામ પણ સ્વીકાર્યું.

<u>પંચોતેર વર્ષના ઉત્સાહી લક્ષ્મી અમ્મા</u>

સામાન્ય રીતે અનુવાદકનું કામ ફક્ત પુરુષો જ કરી શકે છે, નાડીકેન્દ્રમાં પુરુષોનો જ વટ જોવા મળે છે, એવી માન્યતા છે. પણ હવે આ માન્યતા ખોટી પડતી જાય છે. હવે તો સ્ત્રીઓ પણ અનુવાદક તરીકે કામ કરવા આગળ આવી રહી છે.

જલગાંવ ખાતે આવેલા નાડીમાં અનુવાદક તરીકે સેવા આપી રહેલાં લક્ષ્મી અમ્મા પંચોતેર વર્ષની વયે પહોંચી ચૂક્યાં છે. પણ તેમનો ઉત્સાહ યુવાનોને શરમાવે તેવો છે. હિન્દી અને ગુજરાતી ભાષા પર તેઓ સરસ પ્રભુત્વ ધરાવે છે. સ્વભાવે પ્રેમાળ હોવાથી તેમનું ગ્રાહકો પ્રત્યેનું વર્તન પણ ખૂબ લાગણીસભર અને હૈયાધારણ આપે તેવું હોય છે. આ પ્રેમાળ મહિલાને એક વખત મળવાવાળા તેમને કદીયે વીસરી શકતા નથી. લક્ષ્મી અમ્માએ અમદાવાદ ખાતે શિક્ષિકા તરીકે કામ કરેલું છે. તેઓ અમદાવાદમાં જ મોટાં થયેલાં છે. છેલ્લા

આઠ-નવ વર્ષથી તેઓ અમદાવાદના કેન્દ્રમાં અને છેલ્લા પાંચ વર્ષથી જલગાંવના કેન્દ્રમાં તેઓ સેવા આપી રહ્યાં છે.

વિશ્રાંતવાડી ખાતે આવેલા મુરલીધરનના નાડીકેન્દ્રમાં ઉમાકૃષ્ણન અને સંગીતા નામક બે મહિલાઓ અંગ્રેજી તથા હિન્દી અનુવાદક તરીકે સેવા આપી રહી છે. ભારતીય લશ્કરની રહેણીકરણીથી પરિચિત આ બન્ને મહિલાઓ હિન્દી ભાષા ખૂબ સરસ રીતે જાણે છે. પ્રિયા નામક એક બહેન અગાઉ સાંતાક્રૂઝ ખાતેના કેન્દ્રમાં કામ કરતાં હતાં. બીજી એક પ્રિયા નામક યુતિ થાણે ખાતેના કેન્દ્રમાં કામ કરી રહી છે.

આ બધા જ અનુવાદકો પોતાના કામમાં ખૂબ જ હોશિયાર, સમયનો સહેજ પણ બગાડ ન કરવાવાળા હોવાથી મુલાકાતીઓના મનમાં તેમની છાપ સારી છે. વળી મુલાકાતીઓને પણ પોતાના ભવિષ્યની જાણકારી જાણીતી ભાષામાં મળવાનો સંતોષ થાય છે.

ટી. નગર ખાતેના શ્રી રઘુનાથન (સ્વર્ગીય) માત્ર અનુવાદક ન હતા. એક સંશોધક પણ હતા. તેમણે અત્યાર સુધી ભગવાન બુદ્ધ, રામકૃષ્ણ પરમહંસ, સત્ય સાંઈબાબા, શિરડીના શ્રીસાંઈબાબા, સંત તુકારામ, સંત જ્ઞાનેશ્વર આદિ સંતમહાત્માઓની તાડપત્રીઓ શોધેલી છે અને તેનો અનુવાદ પણ કરેલો છે. તેઓ ખૂબ જ પ્રતિભાશાળી હતા.

શ્રી ગુરૂનાથ એકબોટે તથા તેમની સુપુત્રી મહાલક્ષ્મી ઊર્ફે બેબો, એ બન્ને જણા અનુવાદકનું કામ કરે છે. ગુરૂનાથજીને ‘જી'ના હુલામણા નામે ઓળખવામાં આવે છે. આ પિતા-પુત્રીની બેલડી શ્રી ઓમ ઉલગનાની સાથે ઈટે નાડીના અનુવાદક તરીકે ભારતભરમાં મુસાફરી કરતી હોય છે. શ્રી ઓમ પગનાથની ભાણી આરાધના પણ અનુવાદકનું કામ કરતી હતી. તમિલ સિનેસૃષ્ટિમાં દાખલ થઈને લગ્ન કરી લીધા બાદ તે હવે આ કામ કરતી નથી. એમના કહેવા મુજબ અનુવાદકનું કામ સહેલું નથી. મોટા માથાંઓ સાથે કામ પાડવું પડે છે. રાજકીય નેતાઓ તથા અતિમહત્ત્વની હસ્તીઓ જયારે ભવિષ્ય જોવા આવે છે, ત્યારે ગોપનીયતાનું ખાસ ધ્યાન રાખવું પડે છે. સુરક્ષા વ્યવસ્થાની જોગવાઈ રાખવી પડે છે. તે ઉપરાંત સતત

ચાલતા ભવિષ્ય વાંચનને લીધે અનુવાદક પણ થાકી જાય છે, કંટાળી જાય છે. અણ્ણાની ફી ઘણી વધારે છે, એમ લોકોને લાગતું હોય છે. પણ તેની પાછળ જે રાતદિવસની મહેનત લોહીનું પાણી કરી નાખે છે, એ કોઈને દેખાતી નથી.
વૈદીશ્વરન કોઈલ ખાતે આવેલા પુસઈમૃત્યુના કેન્દ્રમાં શ્રી નટરાજન અનુવાદક તરીકે સેવા આપે છે. તેઓ પણ એક પ્રતિભાશાળી અનુવાદક છે. શ્રી રમણીગુરુજીના આશ્રમમાંના, કાકભુજંદર નાડી ભવિષ્યનો અંગ્રેજી ભાષામાં અનુવાદ કરવાવાળા શ્રી એમ. આર. થમ્પીનું કથન તો કોઈ સાહિત્યિક રચનાકારની તોલે આવે એટલું સરસ હતું.

## <u>સાહસી સ્વભાવના પ્રથમ મહિલા નાડીકેન્દ્ર સંચાલક અને પ્રથમ નાડી વાંચક શ્રીમતી મલ્લિકા મીરા</u>


શ્રીમતી મલ્લિકા મીરા
મો. ૦૯૮૯૦૫૧૬૦૧૦

નાડીગ્રંથ ભવિષ્યના ધંધામાં ઘણી બધી વ્યક્તિઓની ઓળખાણ થતી હોય છે. પણ શ્રીમતી મલ્લિકા મીરા નામક મહિલાએ પુરુષપ્રધાન ગણાતા આ વ્યવસાયમાં જે રીતે પોતાનો પગદંડો જમાવ્યો છે, એ જોઈને તેમની સાહસિક વૃત્તિને દાદ આપવાનું મન થાય છે.
સોળ-સત્તર વર્ષની આ છોકરી પુણે ખાતે કેમ્પ વિસ્તારમાં આવેલી સૈનિકી સ્કૂલમાં ભણતી હતી. પિતા સૈન્યમાં જ હતા. મલ્લિકાએ ૧૦મા ધોરણ સુધી અભ્યાસ શ્રીમતી મલ્લિકા મીરા મો. ૦૯૮૯૦૫૧૬૦૧૦ કર્યો. હિન્દી તથા અંગ્રેજીનું સારું જ્ઞાન ધરાવતી આ છોકરી તમિલ ભાષા પણ સારી પેઠે બોલી શકતી હતી. સમય જતાં તેનાં લગ્ન થયાં. તે બે બાળકોની

માતા પણ બની. મોટો દીકરો B. Sc. થયો અને સેનામાં દાખલ થયો. નાના ભાઈના ઉચ્ચ શિક્ષણ માટે તેણે માતાને પૈસા પણ મોકલવા શરૂ કર્યા. એ દરમિયાન પતિ સાથે અણબનાવ થતાં મલ્લિકાને ઘર છોડવાનો વારો આવ્યો. મથુરા ખાતેના આશ્રમમાં આશરો લેવો પડ્યો. ત્રણ વર્ષ ત્યાં વીતાવ્યા. ૧૯૯૩માં તે પાછી ફરી. બહેનની મદદથી બન્ને બાળકોનું ભણતર પૂરુ થઈ શક્યું. નાનો દીકરો પણ એન્જિનીયર થઈને સોફ્ટવેર કંપનીમાં કામ કરતો થઈ ગયો. એક દિવસે તેમણે પેપરમાં જાહેરખબર જોઈ. ચાલીસથી વધુ વય ધરાવતી અને હિન્દી, અંગ્રેજીની જાણકાર વ્યક્તિ માટે નોકરી અંગેની એ જાહેરખબર હતી. ઉત્સુકતાવશ તેમણે ફોન કર્યો અને તેમની પસંદગી પણ થઈ. આ નોકરી ત્રિચનાપલ્લી ખાતે આવેલા એક નાડીકેન્દ્રમાં અનુવાદક તરીકે કામ કરવા માટેની હતી. લગભગ બસો-ત્રણસો કી.મી. દૂર જવું પડે તેમ હતું. વળી આ કેન્દ્રમાં બધા પુરુષો જ કામ કરતા હોવાથી મલ્લિકાએ નોકરી ન સ્વીકારી. પણ સામેથી ફોન આવતા રહ્યા, અને આખરે મલ્લિકાએ આ કામ સ્વીકારી લીધું, તમિલ ભાષા બોલતાં આવડતી હોય તો પણ લખતાં વાંચતા આવડવી અઘરી છે. વળી મોટી ઉંમરે ભણવાની પણ આળસ આવતી હોય છે. પણ મલ્લિકા મીરાએ ઉત્સાહભેર અને ધગશપૂર્વક તમિલ ભાષા પર પ્રભુત્વ મેળવ્યું. અન્ય નાડીવાંચકોની ટીકા ટિપ્પણીથી ગભરાઈ ગયા વગર, નાસીપાસ થયા વગર તેણે નાડીગ્રંથમાંના તમિલ કથનોનો સુંદર અનુવાદ કરી બતાવ્યો, અને મુખ્ય નાડીકેન્દ્ર સંચાલક શ્રી ધરણી બાલનની શાબાશી પણ મેળવી. અનુવાદકના કામ ઉપરાંત તેમણે કેન્દ્રના આર્થિક વહેવાર અને વ્યવસ્થા તથા વહીવટમાં પણ ધ્યન આપ્યું, અને બધુ જ તંત્ર સુપેરે ગોઠવી આપ્યું. કેટલાક સમય બાદ હૈદરાબાદ ખાતે નવું કેન્દ્ર સ્થાપવાની વાત થઈ. એ માટે મલ્લિકાને હૈદરાબાદ જવાનું થયું. ત્યાંથી તેમને તાત્કાલિક સોલાપુર ખાતે આવેલા નાડીકેન્દ્રમાં અનુવાદક તરીકે મોકલી આપવામાં આવ્યા. સોલાપુર ખાતેના કેન્દ્રને ઘણી તકલીફોનો સામનો કરવો પડ્યો. સ્થાનિક લોકોના વિરોધને પગલે કેન્દ્રને તાળાં વાગી ગયાં. કોર્ટ કેસ થયો. સ્થાનિક મદદની કોઈ આશા ન હોવા છતાંય, કોઈની ઓળખાણ પણ ન હોવા છતાંય, મલ્લિકા મીરાએ કોર્ટમાં લડત આપી. તેમનો ઉત્સાહ અને મહર્ષિ પરની

દઢશ્રદ્ધા જોઈને વકીલો પણ દંગ થઈ ગયા. તેમને છેક ચેન્નાઈથી આ કેસ માટે આવવું પડતું. એ જોઈને લોકોએ તેમને સોલાપુર ખાતે ફરીથી નવું નાડી કેન્દ્ર સ્થાપવા માટે પ્રોત્સાહન આપ્યું. હવે તો પોલીસ તથા પત્રકારો પણ તેમની તરફેણમાં બોલવા લાગ્યા. સોલાપુરના લોકોના સાથ-સહકારથી અને શ્રી ધરણીબાલન દ્વારા મળેલી હિમત અને પીઠબળની મદદથી મલ્લિકા મીરાંએ ૨૦૦૬ના જાન્યુઆરી મહિનામાં સોલાપુર ખાતે નાડીકેન્દ્રની નવેસરથી સ્થાપના કરી. મારી માહિતી મુજબ નાડીકેન્દ્રના સૌ પ્રથમ મહિલા સંચાલક બનવાનો જશ મલ્લિકા મીરાંને જ ફાળે જાય છે.

પોતાના ઘર–બાળકોનો સાથ છોડીને એકલે હાથે હિંમતભેર નાડીકેન્દ્રનું સંચાલન કરવું એ ખાવાના ખેલ નથી. નીડરતા અને સાહિસકતા હોય તો જ આ કામ શક્ય છે. મહર્ષિએ મલ્લિકા મીરાંના આ ગુણો જાણી લઈને જ તેમને આ કામ કરવાની પ્રેરણા આપી હોવી જોઈએ.

પોતાના ઘરમાં નાડીકેન્દ્ર સ્થાપવાની અનુમતિ આપનારા શ્રી સંતોષભાઈ ઓક નાડીશાસ્ત્રી


શ્રી સંતોષભાઈ ઓક
મો. ૦૯૮૨૨૬૩૩૬૪૯

શિવમુગમ એક દિવસે અચાનક પુણે આવી પહોંચ્યા; અને શ્રી સંતોષભાઈ ઓકે તેમને પોતાના ઘરમાં નાડીકેન્દ્ર શરૂ કરવાની વિનંતી કરી. સંતોષભાઈ ખ્યાતનામ ઈતિહાસકાર સ્વ. પુરુષોત્તમ નાગેશ ઓકના સુપુત્ર થાય. તેમના પિતાનું તા. ૪-૧૨-૨૦૦૭ના રોજ અવસાન થયું હતું. એક વરસ સુધી શ્રી શિવષÇ્ગમ શ્રી સંતોષભાઈ ઓક મો. ૦૯૮૨૨૬૩૩૬૪૯

સંતોષભાઈના ઘરે નાડીકેન્દ્ર ચલાવતા રહ્યા. એ પછી એ કેન્દ્ર કલ્યાણીનગર ખાતે ખસેડવામાં આવ્યું. સંતોષભાઈની ઓળખાણને લીધે આ નાડીકેન્દ્રમાં કેટલીયે નામાંકિત હસ્તીઓ ભવિષ્યકથન માટે આવી ચૂકી હતી. નાડીમહર્ષિએ આ સેવા પોતાની પાસેથી કરાવી લીધી છે, એવી સંતોષભાઈની શ્રદ્ધા છે. એક વર્ષની અંદર તેમને એટલા બધા લોકોના ભવિષ્યકથનના અનુભવો થયા કે તે પરથી મહર્ષિએ લખી રાખેલું આ ભવિષ્યકથન કેટલી હદે ગહન અને દિવ્ય છે, એની તેમને પ્રતીતિ થઈ.

અતિતત્પર નાડી પ્રેમી વિંગ કમાન્ડર રાકેશ નંદા

ભારતીય વાયુસેના તરફથી નાગપુર ખાતે ફરજ બજાવી રહેલા રાકેશ નંદા મહર્ષિમાં અપાર શ્રદ્ધા ધરાવનાર નાડીગ્રંથપ્રેમી છે. ૨૦૦૨ની સાલમાં તેઓ પુણે ખાતે દવાખાનામાં દાખલ થયા હતા. તે વખતે તેમણે નાડીગ્રંથનો અનુભવ કર્યો હતો. સમય જતાં કેટલાંક ભવિષ્યો સાચા ઠરવાનો તેમને અનુભવ થયો. તેથી આ વિષયમાં તેમની રૂચિ જાગૃત થઈ. એ પછી # વિંગ કમાન્ડર રાકેશ નંદા મો. ૦૯૩૭૨૪૯૦૦૩૪ તેમની બદલી ચેન્નાઈ ખાતે થઈ. એનો ફાયદો લઈને તેમણે તમિલનાડુમાંના બધાં જ નાડીકેન્દ્રોની મુલાકાત લીધી. દેશના બીજા ભાગોમાં આવેલા નાડીકેન્દ્રોની પણ તેમણે મુલાકાત લીધી. હોશિયારપુર ખાતેની ભૃગુસંહિતાનો પણ તેમણે અનુભવ લીધેલો છે. એ વખતે હું પણ તેમની સાથે મોજૂદ હતો. ભૃગુસંહિતામાં અમારાં નામ તથા અચૂક ભવિષ્ય કથનથી તેઓ દંગ રહી ગયા.
નાડીગ્રંથના મહર્ષિઓ પ્રત્યે રાકેશજી અનહદ માન, આસ્થા ધરાવે છે. અતિશય નિષ્ઠાથી અને તીવ્ર ધગશપૂર્વક તેઓ નાડીમહર્ષિનું કામ કરતા આવ્યા છે. કોઈપણ વ્યક્તિ દેશના ગમે તે ખૂણેથી તેમની સાથે ફોન પર સંપર્ક સાધી નાડીગ્રંથ ભવિષ્ય
શકે છે. વિવિધ નાડીકેન્દ્રોની મુલાકાતે જવા ઈચ્છનારા લોકોની સહાયતા કરવામાં તેઓ હંમેશા તત્પર રહે છે, નાડીગ્રંથમાં આવનાર આદેશ અનુસાર ભાગે આવતો શાંતિદીક્ષા પરિહાર વહેલી તકે જરૂર કરી લેવો જોઈએ એવું તેમનું માનવું છે. અત્યાર સુધી હજારો

લોકોએ રાકેશજીના જ્ઞાનનો તથા આગતા સ્વાગતાનો લાભ લીધેલો છે. તેમણે જયોતિષશાસ્ત્રની પદવી પણ પ્રાપ્ત કરેલી છે. વિપશ્યના ધ્યાનની સાધના પણ તેઓ કરે છે. તાજેતરમાં યોજાઈ ગયેલા નાડીગ્રંથ અધિવેશનમાં શાંતિદીક્ષા અંગેના તથા બીજા કેટલાક અનુભવો તેમના મુખેથી સાંભળવાનો લહાવો મળ્યો. તેમન અમોઘ વાણીમાંથી ઝરતા અનુભવોની સરવાણીમાં ભીંજાઈ જવાનો આનંદ સાચે જ અનેરો લાગ્યો. તેમણે પોતાના બે મોબાઈલ ફોન આ કામ માટે જ ફાળવેલ છે.

વાયુસેનામાંથી નિવૃત્ત થયા બાદ પણ શ્રી રાકેશ નંદાના રૂપે એક વિષ્ઠ વાયુસેના અધિકારીનો, એક પ્રખર નાડીગ્રંથ પ્રેમી તરીકે મેળાપ થવાનું સૌભાગ્ય મને સાંપડ્યું એનો મને ખૂબ આનંદ છે.

- વિંગ કમાંડર રાકેશ નંદા (મો. ૯૩૭૨૪૯૦૦૩૪)



<u>નાડીપ્રેમી શ્રી ઉદય મહેતા તથા પ્રિયા મહેતા શ્રી ઉદય મહેતા અને પ્રિયા મહેતા</u> પુણે ખાતે સ્થાયી થયેલા છે. બન્ને પતિપત્ની નાડીગ્રંથભવિષ્યના ચાહક છે, અને એમાં અપાર શ્રદ્ધા

પણ ધરાવે છે. બન્ને જણા યુનો, વર્લ્ડ બેંક જેવી ખ્યાતનામ વિદેશી સંસ્થાઓમાં મોખરાના સ્થાને કામ કરે છે. દેશ, ધર્મ અથવા નાતજાતથી પર, એવા આ નાડીગ્રંથોનો અદ્ભુત અનુભવ વિદેશીઓને પણ થાય, તે માટે આ પતિપત્ની કટિબદ્ધ થઈને કામ કરતા હોય છે. ઈન્ટરનેટની મદદથી ઝડપી અને અસરકારક સેવા દ્વારા આ કાર્યનો ફેલાવો કરવાની તેમની મહેચ્છા છે. પુણે વિદ્યાપીઠના એન્થ્રોપોલોજી વિભાગના ડૉ. નરેન્દ્ર બોખારેનો તેમને સારો સહયોગ મળી રહે છે.

♦ <u>યુવાન નાડીપ્રેમી શ્રી રાજસ ખળદકર</u>

રાજસની ઓળખાણ વેબસાઈટના માધ્યમ દ્વારા થઈ. રાજસને ઈ-મેઈલના લખાણમાં ખૂબ સારી ફાવટ છે. કોઈપણ કામમાં તે પૂરી તાકાતથી ઝંપલાવે છે, અને પોતાના યોજનાચાતુર્યથી ખૂબ સરસ રીતે પાર પણ પાડે છે. ૨૦૦૭ના ઓક્ટોબર માસની ચૌદમી તારીખે પુણે ખાતે યોજાયેલા અધિવેશનમાં રાજસની કાબેલિયતનાં ખૂબ સરસ દર્શન થયાં. રાજસ અને મનોજ બિલ નામક બીજા એક યુવાને સાથે મળીને હોડીનું પ્રતીક ધરાવતી ટ્રોફીનું નિર્માણ કરવામાં ખાસ ભાગ ભજવ્યો. એ ઉપરાંત નાગપુરના મનીપ ઘાટગે, અકોલાના પીયુપ પાંડે, ગુાંચેના નવનાથ કુંભાર તથા શિશકાંતભાઈના ઉત્સાહ અને તરવરિય પણાને લીધે. આ અધિવેશન એક સુખદ યાદગીરી બનીને સમાપ્ત થયું.

દ્વાદશમુખી શિવલિંગની પૂજા કરી રહેલા શ્રી શશિકાંતભાઈ અને તેમનાં પત્ની, સૌ. અલકાબહેન

# પ્રકરણ ૧૫

# નાડીગ્રંથપટ્ટીઓની પ્રાચીનતા અને કાર્બન-૧૪ નામક કસોટી

અત્યાર સુધી નાડીગ્રંથ વિષે મારા કેટલાય લેખો અને પુસ્તકો પ્રકાશિત થઈ ચૂક્યા છે. એમાં નાડીગ્રંથની તાડપત્રીઓની ઐતિહાસિકતા અંગે ઘણી ચર્ચા પણ કરવામાં આવેલી છે. પણ એક નિષ્ઠાવાન નાડીગ્રંથ પ્રેમી તરીકે આ તાડપત્રીઓની ઐતિહાસિકતા કાર્બન-૧૪ કોર્ટીની એરણે પારખવાની ખાસ જરૂર છે એવું મારું મંતવ્ય હોવાથી મને કાર્બન-૧૪ કસોટીમાં ખાસ રસ હતો. આ કામ કોઈ વિદેશી વ્યક્તિ કરે, અને એ પણ વિદેશની પ્રયોગશાળામાં કરે એવી મારી ઈચ્છા હતી. કારણ કે આવી કસોટી ભારતમાં હાથ ધરવામાં આવે તો તાડપત્રીઓની ઐતિહાસિકતાને માન્ય રાખવાની વાત તો બાજુએ રહેશે, ઊલટાના મારા પર જ ગમે તેવા આક્ષેપો થશે, એવું મને લાગતું હતું. આ લાંછન ટાળવાની મારી ઈચ્છા હતી. નાડીગ્રંથની તાડપત્રીઓની કાર્બન-૧૪ નામક કસોટી વિદેશમાં હાથ ધરાઈ હોવા અંગે મને જાણ તો હતી. પણ કામ કયા દેશના અને કઈ પ્રયોગશાળામાં થઈ રહ્યું છે, એની ચોક્કસ માહિતી મારી પાસે ન હતી. પણ તાજેતરમાં મને એ માહિતી પણ મળી ગઈ છે. ઉડો નિપ્પર નામક એક જર્મન સજ્જન નાડીગ્રંથ ભવિષ્યના પ્રેમી છે. તેમણે જયારે થોમસ રિટર નામક લેખકે જર્મન ભાષામાં નાડી ભવિષ્ય અંગે લખેલું પુસ્તક વાંચ્યું, ત્યારે તેમને નાડીગ્રંથની તાડપત્રીઓની કાર્બન-૧૪ નામક કસોટી કરવામાં આવી હોવાની જાણ થઈ. ઉપરોક્ત કસોટી ધી ન્યુક્લિઅર રીસર્ચ સેન્ટર–રોઝેનડોર્ફ, સેક્સેન, જર્મની ખાતે આવેલ ઈન્સ્ટીટ્યૂટ ફોર આયન-રેડિએશન ફીઝીક્સ ખાતે હાથ ધરવામાં આવી હતી. પ્રયોગકર્તા બે વૈજ્ઞાનિકોએ આ નાડીપટ્ટીઓની ઉંમર ૩૫૦ થી ૪૦૦ વર્ષ જેટલી હોવાનું કબૂલ કરેલું છે.

મૂળ જર્મન પુસ્તકમાં આ માહિતી પાના નં. ૮૧૦૮૫ ઉપર આપવામાં આવેલી છે. આ માહિતીનો અંગ્રેજી અનુવાદ શ્રી નિપ્પરે કરેલો છે. એ જ માહિતી અત્રે આપણા વાંચકો માટે ગુજરાતીમાં પ્રસ્તુત કરવામાં આવે છે.

થોમર રિટર પોતાના પુસ્તકમાં જણાવે છે કે “હું ૧૯૯૪ની ઉનાળાની મોસમમાં ભારત ગયો હતો, ત્યારે કેટલાક નાડીકેન્દ્રોની મુલાકાત લીધી હતી. ભારતથી પાછા ફરતી વખતે મેં નાડીગ્રંથની તાડપત્રીનું એક સેમ્પલ મેળવી લીધું. જર્મની ખાતેના તમિલ ભાષાના નિષ્ણાતો પાસેથી મેં ખાતરી કરાવી લીધી કે એ તાડપત્રીમાં મારું નામ કોતરેલું છે, તથા અન્ય કોઈ ધાર્મિક લખાણ નથી. મારી સંપૂર્ણ ખાતરી થયા બાદ જ મેં એ તાડપત્રીની ઉંમર શોધવાનો પ્રયત્ન કર્યો. નાડીગ્રંથની તાડપત્રીને જૈવિક ઘટક કહી શકાય. તેથી એની ઉંમર શોધવા માટે ‘કાર્બન–૧૪' કસોટી કામ લાગી શકે છે, એની મને જાણ હતી, (એ પછી લેખકે કાર્બન—૧૪ નામક કસોટી અંગે તથા આ કસોટી કઈ રીતે કરવામાં આવે છે, એ અંગે માહિતી આપેલી છે. છેલ્લાં વીસ-પચીસ વર્ષોમાં આ કસોટીમાં કેટલાક સુધારા પણ કરવામાં આવ્યા હોવાનું તેમણે નોંધેલું છે.) જર્મનીના રોઝેનડોર્ફ શહેરમાં આવેલા ન્યૂક્લિઅર રીસર્ચ સેન્ટરની આયન રેડિએશન ફીઝીક્સ ઈન્સ્ટીટ્યૂટ નામક પ્રયોગશાળામાં સેકસેન નેશનલ આર્ટ ગેલેરીમાંના રાષ્ટ્રીય મહત્ત્વ ધરાવતા ચિત્રો તથા આર્કિયોલોજીકલ (પુરાતત્વ) ચીજવસ્તુઓની ઉંમર નક્કી કરવાનું કામ કરવામાં આવે છે. આ કામ ઘણું અગત્યનું હોય છે. તેથી મેં મારા કામ માટે ઈન્સ્ટીટ્યૂટ ફોર આયન–રેડિએશન— ફિઝીક્સ ખાતે કામ કરતા બે વૈજ્ઞાનિકોની મદદ માંગી. ડૉ. ફ્રેડરીક તથા ડૉ. હંસે નામક આ બે વૈજ્ઞાનિકોની મદદ વિના આ કાર્ય શક્ય ન થઈ શક્ત, સરકારી કામકાજના ઢીલા વહીવટમાં આવી કોઈ અપેક્ષા રાખવી નકામી હોય છે. તેથી આ બન્ને વૈજ્ઞાનિકોએ મને કરેલી મદદ બદલ હું તેમનો ઋણી છું.

બન્ને વૈજ્ઞાનિકોએ નાડીપટ્ટીઓનું ઝીણવટભર્યું નિરીક્ષણ કર્યું. નાડીપટ્ટી ઉપરનું લખાણ શાહીથી લખેલું નથી. લોખંડ જેવી કોઈ ધાતુમાંથી બનાવેલી સોય જેવી અણીદાર ચીજની

મદદથી આ અક્ષરો કોતરવામાં આવેલાં છે. વળી આ અક્ષરો ભૂંસાઈ ન જાય, તે માટે તેમની ઉપર ગ્રેફાઈટ જેવો કાળો પાવડર ઘસીને ભભરાવેલો હોય તેમ લાગે છે. એ કાળો પાવડર સૌપ્રથમ કાઢી નાખવાની જરૂર છે. એ ઉપરાંત આ તાડપત્રીઓને સૂર્યના આકરા પ્રકાશ સામે રક્ષણ મળે તે હેતુથી તેમને દોરીમાં પરોવીને લાકડાની બે પટ્ટીઓ વચ્ચે કસીને બાંધી રાખવામાં આવી હોવાથી પણ પરીક્ષણમાં ખાસ્સી વાર લાગે તેમ હતું. વૈજ્ઞાનિકોના આ તારણને લીધે રિટરને દુ:ખ તો થયું. પણ રાહ જોવા સિવાય છૂટકો જ ન હતો. આખરે છેક ૧૯૯૫ના માર્ચ મહિનામાં નાડીપટ્ટીઓ અંગેની ચકાસણીનો અંતિમ રિપોર્ટ તેમના હાથમાં આવ્યો, રિપોર્ટમાં વૈજ્ઞાનિકોએ સ્પષ્ટ શબ્દોમાં લખ્યું હતું કે, ‘‘આ નાડીપટ્ટીઓની આવરદા ઓછામાં ઓછી સાડા ત્રણસો વર્ષની છે. આવી કસોટીના સંદર્ભે બીજા કેટલાક મુદ્દાઓ પણ ધ્યાનમાં રાખવા જરૂરી હોય છે. એ મુદ્દાઓને ધ્યાનમાં રાખવામાં આવે તો આ પટ્ટીઓની આવરદા સાડાત્રણસોથી ચારસો વર્ષ જેટલી આંકી શકાય એમાં કોઈ શંકા નથી.'
વૈજ્ઞાનિકોનો રીપોર્ટ વાંચ્યા બાદ થોમર રીટર લખે છે કે, ‘ઇન્સ્ટીટ્યૂટ ફોર આયન-રેડિએશન ફીઝીક્સ, ધી ન્યૂક્લિઅર રીસર્ચ સેન્ટર, રોઝેનડોર્ફ, જર્મની ખાતે કરવામાં આવેલા આ પરીક્ષણથી મારી ખાતરી થઈ કે નાડીગ્રંથની તાડપત્રીઓ પર લખવામાં આવેલાં અક્ષરો અથવા ભવિષ્ય ઓછામાં ઓછા ચારસો વર્ષ અગાઉ લખવામાં આવેલું છે. આ જ એ ભવિષ્યકથન હતું, જેનો અર્થ મને શ્રી રમણીગુરૂજીએ સમજાવ્યો હતો.'
જર્મનીથી ભારત આવીને અહીંની નાડીગ્રંથની તાડપત્રીઓનું અવલોકન કરીને, તેમનો એક નમૂનો મેળવીને, તે નમૂનાનું ન્યૂક્લિઅર રીસર્ચ સેન્ટર, રોઝેનડોર્ફ જેવી ખ્યાતનામ પ્રયોગશાળામાં પરીક્ષણ કરાવીને, તેનો રીપોર્ટ પ્રસિદ્ધ કરનાર થોમસ રીટરની સામે મહારાષ્ટ્રમાં ઘરબેઠાં નાડીગ્રંથોને બોગસ પુરવાર કરવા મથી રહેલી અનિસ (અંધશ્રદ્ધા નિર્મૂલન સમિતી) જેવી સંસ્થા કેટલી વામણી, કેટલી હીન લાગે છે, એવો વિચાર મનમાં આવ્યા વગર રહેતો નથી.

## નાડીગ્રંથ ભવિષ્ય

મહારાષ્ટ્રમાં અનિસ દ્વારા દૈવવાદારી હોઝી (દેવવાદની હોળી) નામક પ્રકાશિત કરવામાં આવેલા પુસ્તકનાં ૧૫૭માં પાના પર નાડીગ્રંથના ભવિષ્ય સામે અને મારી સામે પડકાર ફેંકવામાં આવેલો છે. આ પડકારમાં અનિસના કાર્યકારી અધ્યક્ષ લખે છે કે, ‘શશિકાંતભાઈ ઓક નાડીગ્રંથ ભવિષ્યને વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી જોતા હોય, તો તેમણે નાડીપટ્ટીના કેટલાક ટુકડા, કાર્બન-૧૪ જેવી ચકાસણી માટે ઉપલબ્ધ કરાવી આપવા જોઈએ. આ પરીક્ષણ જગતભરમાં માન્ય અને અચૂક ગણવામાં આવે છે. તેથી આ ચકાસણીની મદદથી તાડપત્રીઓની ઉંમર અથવા વય ચકાસી શકવાથી તેની સત્યતા પણ ચકાસી શકાશે. જો આ તાડપત્રીઓની ઉંમર સો-પાંચસો વર્ષ જેટલી પુરવાર થાય, તો આ બધા જ ગ્રંથે એક જ ઝાટકે ખોટા પુરવાર થઈ શકે છે.

કાર્બન-૧૪ની ચકાસણી વિષે અનિસ પાસે માહિતી હોવા છતાંય અનિસ મારા તરફથી તાડપત્રીના ટુકડા મળે એવી આશા શા માટે રાખીને બેસી રહી છે ? તેઓ ધારે તો આ કામ જાતે કરી શકે છે. એમ તો તેઓ કરતા નથી. તે પરથી લાગે છે કે ગમે તે રીતે કાર્બન-૧૪નું પરીક્ષણ ન થાય, એમાં જ એમને રસ છે.

વળી, અનીસ આગળ લખે છે કે, ધારો કે આ તાડપત્રીઓની ઉંમર સો થી પાંચસો વર્ષ કરતાં વધુ નથી એમ સાબિત થાય, તો બધા જ નાડીગ્રંથો એક જ ઝાટકે ખોટા પુરવાર થાય છે.'

આ વિધાન યોગ્ય નથી. કોઈપણ વ્યક્તિ જ્યારે નાડીકેન્દ્રની મુલાકાતે જાય છે, અને તાડપત્રીઓ પર પોતાનું નામ, બીજા સંબંધીઓના નામો વગેરે જોઈ શકે છે, ચકાસી શકે છે, ત્યારે એક વાત તો સાબિત થઈ જ જાય છે કે આ બધું એ વ્યક્તિ નાડીકેન્દ્રની મુલાકાતે ગઈ, તે પહેલાં જ લખાયેલું છે. પછી એ સો વર્ષ અગાઉ લખાયેલું હોય કે પાંચસો વર્ષ અગાઉ લખાયેલું હોય, કશો ફેર પડતો નથી. એને કોઈપણ રીતે જૂઠાણામાં ખપાવી શકાય નહિ. એક ચમત્કાર તરીકે જ આવા લખાણને સ્વીકારવું પડે.

એક વિદેશી વ્યક્તિ જો નાડીગ્રંથપત્રો અંગે સંશોધન કરી શકે છે, તો મહારાષ્ટ્ર અનિસ શા માટે કશું કરતી નથી ? તેમણે તો નાડીગ્રંથોને ખોટાં ઠેરવવાનું બીડું ઝડપ્યું છે, એને માટે લાખો રૂપિયાના ઈનામો જાહેર કર્યા છે. તેથી શ્રી બી. પ્રેમાનંદ જેવાઓએ મારા પર આધાર રાખ્યા વગર સ્વતંત્ર રીતે કાર્બન-૧૪નું પરીક્ષણ કરાવવું જોઈએ અને તેના પરિણામે—નિષ્કર્ષો જાહેર જનતા સમક્ષ હિંમતભેર મૂકવા જોઈએ.

• વડોદરાના પ્રખર નાડીગ્રંથપ્રેમી શ્રી નીલેશભાઈ ત્રિવેદી

શ્રી નીલેશભાઈ ત્રિવેદી, સહજાનંદ ઉદ્યોગ સમૂહના પ્રવર્તક છે. તેમણે પોતાનું ભવિષ્ય નાડીગ્રંથમાં જોયેલું છે. તેમના અનુભવ પરથી તેમણે પોતાના મિત્રવર્તુળને પણ નાડીગ્રંથનો અનુભવ લેવાનો આગ્રહ કર્યો. આજે તેમના માર્ગદર્શન તથા સહકાર હેઠળ વડોદરા ખાતે નાડીકેન્દ્રની સ્થાપના થઈ ચૂકી છે. અગસ્ત્ય નાડીકેન્દ્રના નામે જાણીતા આ કેન્દ્રમાં શ્રી કૌશિકન નાડીગ્રંથવાંચક તરીકે સેવા આપી રહ્યા છે. આ કેન્દ્રની શાખાઓ અમદાવાદ તથા વણાકબોરી ખાતે પણ છે. અત્યાર સુધી શ્રી નીલેશભાઈએ હજારો લોકો માટે ગુજરાતી અનુવાદક તરીકેની સેવા આપેલી છે. તાજેતરમાં દાદર ખાતેના પુરુ હોલમાં તેમના ભાષણ દરમિયાન તેમણે વર્ણવેલા અનુભવોને તાળીઓના ગડગડાટથી વધાવવામાં આવ્યા. તેમની પાસે નાડીગ્રંથના અનુભવોનો ભંડાર ભરેલો છે. શ્રી સ્વામીનારાયણજીની કૃપાને લીધે જ પોતાને હાથે મહર્ષિની ભક્તિભાવપૂર્વક સેવા થઈ રહી છે, એવી તેમની દૃઢ માન્યતા છે. શ્રદ્ધા છે. ઈ.સ. ૨૦૦૮માં પુણે ખાતે નાડીગ્રંથ ભવિષ્ય અંગે અધિવેશન યોજવામાં આવ્યું હતું. આવાં અધિવેશનો યોજાતા રહે તે માટે તેઓ ઉત્સાહભેર આગેવાની લેવા ઈચ્છે છે.

# પ્રકરણ ૧૬

# નાડીગ્રંથ સામાન્ય (નં.૧) કાંડમાંના એક જાપાની સજ્જનના ભવિષ્યનો નમૂનો

નાડીગ્રંથમાં પોતાના ભવિષ્યકથનની તાડપત્રી મળી ગયા બાદ કઈ રીતે ભવિષ્યકથન કરવામાં આવે છે તેની માહિતી મળી રહે એ માટે અહીં એક નમૂનો પ્રસ્તુત કરવામાં આવ્યો છે. સામાન્ય (નં. ૧) કાંડ તથા તેરમા (શાંતિ) અને ચૌદમા (દીક્ષા) કાંડમાં મળનારી માહિતીનું સ્વરૂપ આ પરથી જાણી શકાશે, આ માહિતી એક જાપાની સજ્જનના નાડીભવિષ્યની કેસેટ પરથી ઈન્ટરનેટની મદદથી મેળવેલી છે, અને એનો ગુજરાતી અનુવાદ આપવામાં આવ્યો છે. શ્રી નોરીહિતો ઓકાડા નામક સજ્જનના આ ભવિષ્ય પરથી વાંચકોને ભવિષ્ય અંગે જરૂરી માહિતી મળી શકે છે.

<u>પ્રથમ કાંડ</u>

(પ્રથમ કાંડની શરૂઆતમાં નાડીકેન્દ્રનું નામ, સરનામું, રેકોર્ડિંગની તારીખ તથા નાડીગ્રંથના વાંચકનો ઉલ્લેખ હોય છે. તે પછી નાડીગ્રંથમાંની માહિતી જે નોટબુકમાં તમિલ ભાષામાં લખેલી હોય છે, તે પરથી તમિલ અને જે ભાષામાં એનો અનુવાદ કરવાનો હોય, તે ભાષામાં બધું કથન રેકોર્ડ કરવામાં આવે છે અને આ ટેપ ગ્રાહકને આપવામાં આવે છે.)

• <u>શ્રી નોરીહિતો ઓકાડા (Norihito Okada) ભૃગુતુલ્ય નાડી</u>

ભૃગુઋષિ મુરુગનને વંદન કરીને આ જાતકનું ભવિષ્ય કથન કરી રહ્યા છે. તમારા જમણા અંગૂઠાની છાપનું વર્ણન નીચે મુજબ છે. અંગૂઠા પર ઓરુસૂત્રી બત્ત રેખે અને બે ટપકાં છે. મિલ પંચાગ અનુસાર તમારો જન્મ કીલક વણમ (ઈ.સ. ૧૯૬૮-૬૯)માં સિત્તીરૈચૈત્રામાસ હાનિવારમ, તમિલ તિથી ૧૬ અર્થાત્ એપ્રીલની ૨૪મી તારીખે ૧૯૬૮માં થયેલો છે. (ગ્રહસ્થિતિ જાપાની ભાષામાંથી અનુવાદ કરવી કઠિન હોવાથી આપવી શક્ય બની નથી)

તમે સારું ચારિત્ર્ય, ઉચ્ચ વિચારો ધરાવનારા છો. તેમ ક્લાસંપન્ન છો. તમારાં લગ્ન થઈ ચૂક્યાં છે. તમને એક પુત્ર અને એકપુત્રી એમ બે સંતાનો છે. તમારી પત્નીને, તમારી સાથે લગ્ન કરતાં પહેલાં તેના પ્રેમીથી બે સંતાનો થયેલાં છે. તમારી પત્ની તમારા કરતાં ઉંમરમાં મોટી છે. તમને જ્યોતિષના વ્યવસાયમાં કમિશનની પ્રાપ્તિ છે. તમારે ભાગે વારસાગત મિલકત આવેલી નથી. હમણાં તમે ભાડાના મકાનમાં રહો છો. તમારું નામ નોરિહીટો ઓકાડા છે. પિતાનું યોટો (Ryoto) છે. માતાનું નામ માયુમી (Mayumi) છે. પત્નીનું નામ કેઈકો (Keiko) છે. તમે તમારું આ ભવિષ્ય તમારા સાડત્રીસમા વર્ષે જોઈ રહ્યા છો. હાલ તમારા માતાપિતા એકબીજાથી જુદા રહે છે.

પૂર્વજન્મમાં આચરવામાં આવેલા દુષ્કૃત્યોને લીધે આ જન્મમાં તકલીફ તથા નિરાશા ભોગવવી પડે છે. તેના નિવારણ માટે તેરમા અને ચૌદમા કાંડની શાંતિદીક્ષા કરાવવી. તેના પ્રભાવથી કનિવારણ થશે અને જીવન સુખી થશે.

તમારા જીવનના ૩૭ થી ૩૯ વર્ષો દરમિયાન તમારા જીવનમાં કેટલાંક ફેરફારો થશે, નવી દિશા પ્રાપ્ત થશે. આ સમય દરમિયાન તમારો ધંધો પણ સારો ચાલશે અને તમે તમારા પત્ની-બાળકો સહિત આરામની જિંદગી જીવતા હશો. આ સમય દરમિયાન ફિલ્મી દુનિયાની હસ્તીઓ સાથે સંપર્ક આવશે, પૈસો મળશે, મોટા લોકો સાથે મિત્રતા બંધાશે. તમારા જીવનના ૩૯ થી ૪૫મા વર્ષ દરમિયાન તમારા બાળકોનું ભણતર પૂર્ણ થશે. ભગવાનની કૃપાથી તમે તમારા વ્યવસાયમાં સારી એવી નામના પ્રાપ્ત કરશો. આ જ અરસામાં તમારી માતાની તબિયત બગડશે. માતા સાજી થયા બાદ પિતાની તબિયત બગડશે. પિતાની માંદગીમાં તમને પાણીની જેમ પૈસો ખરચવો પડશે. તેમ છતાંય ભગવાનની કૃપાથી બન્નેની તબિયતમાં સુધારો થશે. ૪૫, ૪૬ અને ૪૭મા વર્ષે તમારા બાળકો ટેકનીકલ લાઈનમાં ભણતાં હશે. તેનું આ ભણતર ઉચ્ચ કક્ષાનું હશે. ૪૮ થી ૫૦ વર્ષની ઉંમર દરમિયાન તમને કોઈ અનામિક, અકથ્ય ડરનો અનુભવ થશે. મન અસ્વસ્થ રહેશે. ૫૦ થી ૫૪ વર્ષની ઉંમર દરમિયાન પિતાનું મૃત્યુ થશે. તેમની અંતિમવિવિધ તમારા ભાઈની સાથે

થશે. તમારે શિરે તમારી માતાની આજીવન જવાબદારી રહેશે. ત્યાં સુધી તમારાં બાળકોનાં લગ્નો થશે, અને તેઓ સુખપૂર્વક જીવતા હશે. ૫૮ થી ૬૨ વર્ષ સુધી માતાનું સુખ રહેશે. તમારું આયુષ્ય ૭૫ વર્ષથી વધારે છે. તમારું જીવન એકંદરે આનંદથી, સુખપૂર્વક અને એશોઆરામમાં વીતશે. જીવનમાં અનેક ધાર્મિક સ્થળોની મુલાકાત લેવાની તક મળશે.

|| શુભમ્ ||

# પ્રકરણ ૧૭

# નાડીગ્રંથના શાંતિ (નં. ૧૩) કાંડનો નમૂનો

નાડીગ્રંથ ભવિષ્યમાંના પ્રથમ કાંડમાં મહર્ષિ સમજાવે છે, કે જાતકને વર્તમાન સમયમાં જે કષ્ટ, પીડા ભોગવવી પડે છે, તે તેના પૂર્વજન્મોનાં પાપકર્મોના ફળરૂપે છે. જો આ પાપકર્મોનું પ્રાયશ્ચિત કરવામાં નહિ આવે, તો વર્તમાન જન્મમાં તકલીફ ભોગવવી જ પડશે. સામાન્ય રીતે જે જાતક નાડીભવિષ્ય જોવા–જાણવા જતો હોય છે, તેને શાંતિ-દીક્ષા કરાવી લેવાની પણ ઈચ્છા હોય છે. શાંતિદીક્ષા કાંડમાં કેટલાંક મંદિરોનાં નામ આવે છે. એ મંદિરોમાં જાતકે પૂજા-અર્ચના કરવાની હોય છે, તથા ગરીબોને, અપંગોને દાન-દક્ષિણા પણ આપવાની હોય છે. જેથી કરીને તેમના આશિષ મળે અને જીવન સુખી થાય. તે પછી જે નાડીકેન્દ્રમાં ભવિષ્ય જોવામાં આવ્યું હોય, ત્યાં જઈને નાડીગ્રંથના ભવિષ્યકથન અનુસાર પૂજા, અર્ચના, દક્ષિણા, વસ્ત્ર, વગેરે અર્પણ કરવાનાં હોય છે. પણ આ પરિહાર કરાવવાની કોઈ ફરજ પાડવામાં આવતી નથી. પરિહાર કરવો કે ન કરવો, એ જાતકનો પોતાનો નિર્ણય હોય છે. પણ જો પરિહાર કરવો જ હોય તો વિધિપૂર્વક અને હૃદયપૂર્વક કરવો. અહીં પંજાબના સુધાર ગામના શ્રી સુરેશકુમારના ભવિષ્યના ૧૩મા કાંડનો નમૂનો પ્રસ્તુત કરવામાં આવ્યો છે. એના પરથી વાંચકોને ૧૩મા કાંડ વિષે સચોટ ખ્યાલ આવી શકશે.

ૐૐ નમો નારાયણાય. મહર્ષિ અગત્સ્ય ભગવાન શિવજીનાં ચરણને વંદન કરીને શાંતિકાંડનું વર્ણન કરી રહ્યા છે. કર્ક રાશિમાં જન્મેલા આ જાતકનું નામ સુરેશકુમાર છે. પિતાનું નામ લક્ષ્મણદાસ તથા માતાનું નામ લાજવંતી છે. તમારો જન્મ તમિળ પંચાગ અનુસાર આસો મહિનામાં પુનર્વસુ નક્ષત્રમાં થયેલો છે. પૂર્વજન્મોમાંના એક જન્મમાં આ જાતક ક્ષત્રિય કુટુંબમાં જન્મેલા હતા. આ જન્મમાં તેમણે અનેક લોકોને હેરાન કર્યા, રંજાડ્યા, પોતાના

માતાપિતાને પણ તકલીફ પહોંચાડી. દારુ, જુગાર જેવી લત તથા ગર્વિષ્ઠ સ્વભાવને લીધે લોકોને લૂંટી લીધા. ગુરૂજનો તથા મોટેરાંઓની આમન્યા ન જાળવી. એને લીધે જિંદગીમાં અનેક તકલીફો વેઠવી પડી. પણ જીવનની ઢળતી સંધ્યાએ, વૃદ્ધાવસ્થામાં પસ્તાવો થવાથી પુણ્યકર્મો કર્યાં. એ પુણ્યકર્મોને લીધે આ જન્મે માનવદેહની પ્રાપ્તિ થઈ. આ જન્મમાં જે ત્રાસ, કષ્ટ, પીડા જાતકને વેઠવી પડે છે, તેમાંથી છુટકારો પામવા માટે આ કાંડમાં સૂચવેલ પરિહાર કરવો જરૂરી છે. પરિહાર નીચે મુજબ છે : સૌ પ્રથમ એક શુક્રવારે શ્રીગણેશજીના મંદિરમાં જઈને ગણેશજીને અભિષેક ફરવો, અને વસ્ત્રો અર્પણ કરવાં. એ પછી એક દીપ પ્રગટાવીને એક પ્રદક્ષિણા કરવી. એ પછી શક્ય હોય એટલા ગરીબોને, અપંગોને ભરપેટ ભોજન આપવું. ગણેશજીની પૂજા બાદ, નાડીકેન્દ્રમાં જઈને નાડીશાસ્ત્રીજીને ત્રણ જાતની મીઠાઈઓ, ત્રણ જાતના ફળો તથા ફૂલો, તાંબાના ત્રણ લોટાઓમાં ત્રણ જાતના અનાજ, એક શ્રીફળ, સાડી, બ્લાઉઝ પીસ, શર્ટ, ધોતી, લુંગી વગેરે અર્પણ કરવાં. એ પછી તમારી ઉંમરના ૪૮ ગણા રૂપિયા (જે જાતકની ઉંમર અનુસાર ૧૮૭૨ રૂપિયા હતા) ગુરૂને દાન કરવા. તે પછી બાર જયોતિર્લિંગોમાં કોઈપણ એક શિવમંદિરમાં શિવજીને અભિષેક કરવો. વસ્ત્ર અર્પણ કરીને ૪૮ દીવા પ્રકટાવવા. ૪૮ ગરીબોને અન્નદાન તથા વસ્ત્રદાન કરવું. એ જ દિવસે સાંજે સાડાચારથી છ વાગ્યા સુધીમાં એક દીવો પ્રગટાવવો. આ ક્રમ ઓછામાં ઓછા ૪૮ રવિવાર સુધી કરવો. આ રિહાર વિધાન હૃદયપૂર્વક કરવાથી પૂર્વજન્મનાં પાપોનો નાશ થશે અને વર્તમાન જન્મ સુખપૂર્વક વીતશે.

<u>નાડીગ્રંથમાં અપાર શ્રદ્ધા ધરાવતા કોમ્પ્યુટર નિષ્ણાત ડૉ. વિજય ભટકર</u>

આજકાલ કેટલાક વિદ્વાનો, શાસ્ત્રજ્ઞો ભવિષ્યપદ્ધતિનો સરિયામ વિરોધ કરતા જોવા મળે છે. પોતાનું પુરોગામિત્વ સાબિત કરવા માટે તેઓ આવો વિરોધ કરતા હોય છે. વિદ્યાપીઠોમાં ભવિષ્ય તથા જ્યોતિષશાસ્ત્ર જેવા વિષયોને માન્યતા ન મળે એ માટે તેઓ તેમનાથી બનતું બધું જ કરી છૂટે છે. ભવિષ્યશાસ્ત્રના આ વિરોધીઓ જ્યોતિષને શાસ્ત્રનો દરજ્જો શા માટે આપી ન શકાય' એના વાદિવવાદમાં પારંગત હોય છે. એની સામે જ્યોતિષ તથા ભવિષ્યમાં

માનનારાઓ તેમને પહોંચી નથી વળી શકતા. આવી પરિસ્થિતિમાં ડૉ. વિજય ભટકર જેવા એક વૈજ્ઞાનિક અને કોમ્પ્યુટર નિષ્ણાત હંમેશા અધ્યાત્મવાદીઓની પડખે ઊભા રહેતા આવ્યા છે. આધુનિક સુવિધાઓની મદદથી નાડીગ્રંથ ભવિષ્ય વધુને વધુ લોકો સુધી પહોંચાડવાની તેમની મનીષા છે. એ અંગે તેઓ માર્ગદર્શન પણ આપતા આવ્યા છે. ડૉ. જયંત નારલીકર જેવા ખ્યાતનામ વૈજ્ઞાનિકોની સાથે મળીને નાડીગ્રંથોની વૈજ્ઞાનિક ચકાસણી તથા પરીક્ષણ કરવાની તેમની તૈયારી છે, ઈચ્છા પણ છે

# પ્રકરણ ૧૮

# નાડીગ્રંથના દીક્ષાકાંડ (નં. ૧૪)માંના ભવિષ્યનો નમૂનો

ઓમ નમો નારાયણાય. મહર્ષિ અગત્સ્ય ભગવાન શિવને વંદન કરીને દીક્ષાકાંડનું વર્ણન કરી રહ્યા છે. કર્ક રાશિમાં જન્મેલા આ જાતકનું નામ સુરેશકુમાર છે. પિતાનું નામ લક્ષ્મણદાસ તથા માતાનું નામ લાજવંતી છે. તમારો જન્મ તમિલ પંચાગ અનુસાર આસો મહિનામાં પુનર્વસુ નક્ષત્રમાં થયેલો છે.

હાલમાં તમારા કુટુંબનો ઉત્કર્ષ સહન ન કરી શકનારા લોકોની દુષ્ટ પ્રવૃત્તિઓને લીધે તમને મેલીવિદ્યાનો સામનો કરવો પડી રહ્યો છે. તમારા કુટુંબમાં કોઈને કોઈ વ્યક્તિની માંદગી ચાલતી રહેશે અને એને લીધે તમારા પૈસા પાણીની જેમ વેડફાશે. મન ઉદાસ, ઉદ્વિગ્ન રહેશે, આ બધી પીડાઓમાંથી મુક્ત થવા માટે શિવજીના પંચાક્ષરી મંત્ર ઊર્ફે 'ઓમ નમઃ શિવાય'ની દરરોજ ૧૦૮ માળાઓ કરવી. આ ક્રમ ૪૮ દિવસ સુધી સતત રાખવો. ૪૮ દિવસ જાપ કરવાથી એક મંડલ પૂર્ણ થાય છે. આ જાપના આ રીતે ત્રણ મંડલ કરવા જરૂરી છે. મંત્રના જાપ કરતી વખતે આસનસ્થ થઈને, સામે શિવજીની છબી મૂકીને, તેને ફૂલહાર વગેરે ચઢાવીને, પૂજા કરીને, શ્રીફળ અર્પણ કરવું. (આ જાપ જાતકી પોતે કરી ન શકે તેમ હોય તો નાડીકેન્દ્ર મારફતે જાતકી માટે જાપ કરાવવાની વ્યવસ્થા હોય છે. એ માટે નક્કી કરેલી ફી લેવામાં આવે છે. પૂજાસાહિત્યનો ખર્ચ તથા જાપ કરવાવાળાની મહેનત ધ્યાનમાં લેતાં આ ફી વ્યાજબી છે. નાડીકેન્દ્રમાં જાપ માટેના પૈસા ભરી દેવાથી જાપ તથા પૂજા કરાવેલું અભિમંત્રિત માદળિયું જાતકને પોસ્ટ દ્વારા મોકલી આપવામાં આવે છે. એ માદળિયું જાતકે ગળામાં પહેરવાનું હોય છે અથવા કોઈ બીજી રીતે શરીર પર ધારણ કરવાનું હોય છે. માદળિયું ધારણ કરતાં પહેલાં કોઈ શુભદિને ઘરના દેવી દેવતાઓની પૂજા કરીને, માદળિયાની

પણ પૂજા કરીને, તે બાદ તેને ધારણ કરવું જોઈએ. પવિત્રતા જાળવવી અગત્યની છે. સાથે આવેલી રક્ષા અને કુમકુમ સાચવી રાખવાં. ભૂલેચૂકે માળિયું ખોવાઈ જાય, ખરાબ થાય, તો ચાંદીની પેટીમાં રક્ષા ભરીને એ પેટી પહેરી લેવી.)





આ તાવીજને ધારણ કરવાથી જીવનમાં વેઠવી પડતી કષ્ટપીડા દૂર થઈને જીવન શાંતિમય અને સુખમય વીતે છે. મનને સંતોષ મળે છે. આની સાથે આ દીક્ષાકાંડ સમાપ્ત થાય છે.

શુભમ્.

♦ <u>શાસ્ત્રીય દૃષ્ટિકોણથી સંશોધન કરનારા ઋષિતુલ્ય અને સત્યનિષ્ઠ વિજ્ઞાની શ્રી અયાનંદ ગળતગે</u>

શ્રી અયાનંદ ગળતગે નિવૃત્ત પ્રોફેસર છે. સીત્તેર વર્ષની વય વટાવી ચૂકેલા છે. પદાર્થવિજ્ઞાન, મનોવિજ્ઞાન, પરમાનસશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, અધ્યાત્મશાસ્ત્ર આદિ વિષયો પરના તેમના લેખો તથા પુસ્તકો નિષ્ણાતોની ચર્ચાનો વિષય થઈ ચૂક્યા છે. અમે બન્ને, નાડીભવિષ્યના સંદર્ભમાં એકબીજાને જાણતા થયા છીએ. તેમણે મારી સાથે ચેન્નાઈના શ્રી અદ્ભયાનંદ ગળતગે નાડીકેન્દ્રોની મુલાકાત લીધેલી છે, અને નાડીભવિષ્યનું મો. ૦૮૩૩૮૨૯૩૩૯૯ પરીક્ષણ પણ કરેલું છે. સંપૂર્ણ અને પાકી ચકાસણી વગર તેઓ કશામાંય વિશ્વાસ મુકતા નથી. એટલે જ્યારે તેમણે નાડીગ્રંથની તાડપત્રીમાં લખેલું જોયું કે 'તેઓ શશિકાંત નામની વ્યક્તિ સાથે નાડીભવિષ્યની શાસ્ત્રીય કસોટી કરવા માટે આવ્યા છે.' ત્યારે તેઓ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. તેમણે એ તાડપત્રીના ફોટા લીધા. એમાં જે નામો હતા, તેમના વિષે ખાતરી કરી, બીજા કેટલાક સ્પષ્ટ ઉલ્લેખો વિષે પણ ખાતરી કરી. દરેક શબ્દના અર્થની પણ ચકાસણી કરી. એમાંનો એક ફોટો આ પુસ્તકના પાર્શ્વપૃષ્ઠ પર છાપવામાં આવેલો છે. નાડીગ્રંથની

તાડપત્રીઓમાંની બે પંક્તિઓ જેમાં, 'શશિકાંત' નામ સ્પષ્ટ દેખાય છે, એન્લાર્જ કરીને છાપવામાં આવેલી છે.

શ્રી ગળતગેજી દ્વારા લખાયેલાં 'વિજ્ઞાન અને બુદ્ધિવાદ' તથા 'વિજ્ઞાન અને અંધશ્રદ્ધા નિર્મૂલન' (બન્ને પુસ્તકો મરાઠી ભાષામાં ઉપલબ્ધ છે) નામક પુસ્તકો દ્વારા તેમના પ્રકાંડ પાંડિત્યની અને વિદ્વત્તાની ઓળખ થાય છે. તેમના વિચારો આપણને આ પુસ્તકો દ્વારા જાણવા મળે છે. ડૉ. જયંત નારલીકરને લખવામાં આવેલા પાંચ પત્રો વાંચકોને મારાં અંગ્રેજી પુસ્તકમાં જોવા મળશે.



તાંબારામ પૂર્વ આશ્રમમાંથી પૂજ્ય રામાણી ગુરુજી

# પ્રકરણ ૧૯

# નાડીગ્રંથની તાડપત્રીના ફોટાનું મહત્ત્વ

આ પુસ્તકના પાર્શ્વપૃષ્ઠ પર નાડીગ્રંથની તાડપત્રીના બે ફોટા આપવામાં આવેલા છે. ફોટા અંગેનું સ્પષ્ટીકરણ ચોથા પ્રકરણમાં આવી ગયું છે. તેમ છતાંય આ ફોટો, એક અતિ મહત્ત્વનો પુરાવો કઈ રીતે બની શકે છે, એની વધુ છણાવટ કરવી જરૂરી છે.

ઈ.સ. ૨૦૦૮ના નવેમ્બર માસની ૨૬મી તારીખે પાકિસ્તાની આતંકવાદીઓએ ભારત પર હુમલો કરીને મુંબઈને નિશાન બનાવ્યું. એના અનુસંધાનમાં પાકિસ્તાને અત્યાર સુધી કેટલીયે વખત ગુલાંટો મારવાનું વલણ અપનાવીને પોતે જ પોતાની હાંસી ઉડાવી છે. નાડીગ્રંથોને ખોટા ઠેરવવા મથતા વિજ્ઞાનવાદીઓ પણ આવી ગુલાંટો મારતા હોય છે. તેમની એ આક્ષેપબાજીનો જવાબ આપવા માટે જ અહીં ફોટાઓ અંગે વધુ છણાવટ કરવામાં આવે છે. નાડીગ્રંથોને ખોટા ઠેરવતા અનેક પુસ્તકો બજારમાં ઉપલબ્ધ છે. તેમાંના મોટાભાગના પુસ્તકોમાં નીચેના આક્ષેપો કરવામાં આવે છે.

(૧) નાડીશાસ્ત્ર અને જ્યોતિષના વિરોધીઓ હંમેશા એમ કહેતા આવ્યા છે, કે નાડીગ્રંથની તાડપત્રીઓ પર કશું જ લખેલું હોતું નથી. તાડપત્રીઓ કોરી હોય છે. નાડીશાસ્ત્રીઓ એ તાડપત્રીમાંથી કશુંક વાંચવાનો ડોળ માત્ર કરતા હોય છે.

જવાબ : સૌ પહેલાં આપણે એ તાડપત્રીઓ જોવાની જરૂર છે. એ માટે કોઈક નાડીકેન્દ્રની મુલાકાત લઈને તાડપત્રીઓ જોવાની જરૂર છે. પ્રસ્તુત લેખકે આ શોધખોળ કરેલી છે. તાડપત્રીઓ કોરી હોતી નથી. તેમના પર લખાણ હોય છે, એ સહેલાઈથી જોઈ, જાણી શકાય છે. તેથી આ આક્ષેપ ખોટો પુરવાર થાય છે.

(૨) પહેલો આક્ષેપ ખોટો પુરવાર થવાથી નાડીવિરોધીઓ ગુલાંટ મારીને બીજો આક્ષેપ કરે છે કે એ તાડપત્રીઓ કોરી હોતી નથી એમ માની લઈએ, તો પણ તેમાંની લિપિનો બોધ થતો નથી.

જવાબ : આ આક્ષેપનો જવાબ સહેલો છે. જે વ્યક્તિઓ આજે નાડીશાસ્ત્રી તરીકે સેવાઓ આપી રહી છે, તે વ્યક્તિઓ તમિલભાષી છે. આ બધા જ નાડીશાસ્ત્રીઓ તાડપત્રીમાં તમિલ ભાષામાં લખેલી માહિતી વાંચી બતાવે છે, અને એ જ માહિતી એક નાની નોટબુકમાં પ્રચલિત તમિલમાં લખીને આપે છે. એ પરથી તાડપત્રીની ભાષા ખોટી ઠેરવવી હોય, તો એ તાડપત્રીઓ તમિલભાષી વ્યક્તિ સિવાય બીજી કોઈ ભાષા જાણતી વ્યક્તિ વાંચી શકે છે, એવો પુરાવો રજૂ થવો જોઈએ. પણ એવો કોઈ પુરાવો આપવામાં આવતો નથી. તેથી ઉપરોક્ત આક્ષેપ ખોટો પુરવાર થાય છે.

(૩) બીજો આક્ષેપ ખોટો પુરવાર થાય એટલે નાડીગ્રંથવિરોધીઓ ફરીથી ગુલાંટ ખાય છે અને સવાલ કરે છે કે તાડપત્રીમાંની ભાષા તમિલ છે એમ માની લઈએ, તો પછી સામાન્ય તમિલભાષી વ્યક્તિ તે તાડપત્રીઓ પરનું લખાણ કેમ વાંચી શકતી નથી ? એ પરથી કહી શકાય કે નાડીશાસ્ત્રીઓ તાડપત્રી વાંચવાનો ઢોંગ જ કરતા હોય છે.

જવાબ : સામાન્ય તમિલ ભાષી વ્યક્તિ તાડપત્રી પરનું લખાણ વાંચી શકતી નથી અને વાંચી શકે તો તેનો અર્થ સમજી શકતી નથી. પણ એમાં કોઈ આક્ષેપાર્ક વાત છે જ નહિ. એ માટે મરાઠી ભાષાનું ઉદાહરણ આપી શકાય. જ્ઞાનેશ્વરી ગ્રંથ મરાઠી ભાષામાં છે. તેમ છતાંય સામાન્ય મરાઠીભાષી વ્યક્તિ તેનો અર્થ સમજી શકતી નથી. આ જ ગ્રંથ જો મોડી ભાષામાં લખવામાં આવે, (મોડી લિપિ એ મરાઠી ભાષાની **Running** લિપિ જેવી છે, લખવામાં દેવનાગરી કરતાં ખૂબ જ અલગ પડે છે.) તો કોઈપણ મરાઠીભાષી વ્યક્તિ તેને નહિ વાંચી શકે. એ માટે મોડી લિપિનું ખાસ જ્ઞાન હોવું જરૂરી છે. આ જ રીતે તાડપત્રી પરની ફૂટ િિમલ લિપિ સામાન્ય વ્યક્તિ વાંચી શકતી નથી. એટલે ઉપરોક્ત આક્ષેપમાં પણ કોઈ દમ નથી.

(૪) હવે નાડી વિરોધીઓ નવી ગુલાંટ મારીને કહે છે કે સામાન્ય તમિલભાષી વ્યક્તિ આ લિપિ ઉકેલી શકતી નથી. પણ તમિલ ભાષાના નિષ્ણાતોને તો આ લિપિ માન્ય હોવી જ જોઈએ. તમિલ ભાષાના જાણકારોએ આ લિપિને માન્યતા આપી છે ખરી ?
જવાબ : આ અંગેનું સંશોધન કેટલાયે તમિલ ભાષા નિષ્ણાતો દ્વારા હાથ ધરવામાં આવી રહ્યું છે. પણ હજુ વધુ પ્રયાસો થાય તે જરૂરી છે. ઈ.સ. ૨૦૦૨માં શ્રીલંકાના ડૉ. અરસે કુલરત્ને તથા લંડનના ડૉ. એસ. સંબંધમ નામક બે સંશોધકોએ આ અંગે એક નિબંધ પ્રકાશિત કરેલો છે. આ સંશોધનાત્મક નિબંધમાં તાડપત્રીઓમાં સંબંધિત વ્યક્તિઓનાં નામ કઈ રીતે કોતરેલાં મળી આવે છે, એ અંગે ખાસ અભ્યાસ કરવામાં આવ્યો હતો. આ નિબંધ તેમણે ડૉ. સ્ટીવન્સનને અમેરિકા ખાતે મોકલી આપ્યો હતો. ડૉ. સ્ટીવન્સને તેમની આખી જિંદગી પુનર્જન્મ અંગે સંશોધન કરવામાં ગાળી હતી. એ નિબંધના સંદર્ભમાં સ્વ. ડૉ. સ્ટીવન્સને કહ્યું હતું કે, “હું તત્ત્વની દૃષ્ટિએ આમાં વિશ્વાસ રાખી શકતો નથી. પણ સાચે જ નાડીગ્રંથો અંગે આવા પુરાવો મળતી હોય, તો આ બાબત અવિશ્વસનીય લાગે તેવી ગણી શકાય. આવો પુરાવો, આજના પ્રસ્થાપિત વિજ્ઞાનના બધા જ નીતિ-નિયમો ઉથલાવી નાંખી શકે છે. તેમ છતાંય આ ક્ષેત્રમાં હજુ ઘણું સંશોધન કરવાની જરૂર છે. તાડપત્રીઓના ફોટાઓના સંદર્ભમાં અહીં એક વાત નોંધવી જરૂરી છે.
ઈ.સ. ૨૦૦૭ના ઓક્ટોબર મહિનાની ૧૪મી તારીખે નાડીગ્રંથ ભવિષ્ય અંગેનું પ્રથમ અધિવેશન પુણે ખાતે યોજવામાં આવ્યું હતું. ચેન્નાઈ ખાતે આવેલી ઈન્સ્ટિટ્યુટ ઓફ એશિયન સ્ટડીઝ નામક સંસ્થાના સંસ્થાપક તથા સંચાલક શ્રી ડૉ. જી. જોન સેમ્યુએલે આ અધિવેશનનું અધ્યક્ષપદ શોભાવ્યું હતું. તેમની સંસ્થા તમિલભાષાની ઈન્ડોલોજી તથા તાડપત્રી પર લખાયેલા ગ્રંથો અંગે સંશોધન અને ગ્રંથસંરક્ષણનું કામ કરે છે. આ સંસ્થાના તાડપત્રી સંશોધન વિભાગના પ્રમુખ, તમિલભાષાના નિષ્ણાત ડૉ. શ્રીમતી લક્ષ્મી પણ આ અધિવેશનના માનવંતા મહેમાન હતાં. ઉપસ્થિત જનસમુદાયની સામે શ્રીમતી લક્ષ્મીએ એ

પટ્ટીમાંના અને બીજી એક પટ્ટીમાંના નામો તથા અન્ય લખાણ વાંચી બતાવ્યું, અને આ લખાણ, એ તાડપત્રી પર મિલ ફૂટટિલિપમાં સાચે જ કોતરીને લખેલું છે, એવો નિર્ણય આપ્યો. એમણે તે વખતે જે ભાષણ આપ્યું હતું, એ ભાષણ **www.naadiguruonweb.org** નામક **website** પરથી વાંચી શકાશે.

જર્મની ખાતે 'થોમસ રીટર' નામક એક જર્મન લેખકે, જર્મન ભાષામાં નાડીભવિષ્ય અંગે પુસ્તકો લખેલાં છે. આ લેખકે તમિલ ભાષાના નિષ્ણાત પાસેથી નાડીગ્રંથ પટ્ટીમાંના લખાણની ચકાસણી કરાવી લીધેલી છે અને એ પટ્ટીમાં ભવિષ્યકથન ઉપરાંત કોઈપણ ધાર્મિક લખાણ ન હોવાની ખાતરી પણ કરેલી છે. આ બધી જ માહિતી તેમણે પોતાના "ધી સીક્રેટ ઓફ ઈન્ડિયન પામલીફ લાઈબ્રેરીઝ' નામક પુસ્તકમાં આપેલી છે.

આ અંગે હજુય વધુ સંશોધન થાય તે અગત્યનું છે.

(૫) આ રીતે બધા જ આક્ષેપો પાયાવિહીન પુરવાર થવા છતાંય નાડીગ્રંથ ભવિષ્યના વિરોધીઓ છેલ્લો પ્રહાર કરે છે, કે નાડીગ્રંથ ભવિષ્ય આજના  અદ્યતન વિજ્ઞાનની સાથે કોઈપણ રીતે મેળ ખાતું નથી. જે ભવિષ્ય આધુનિક વિજ્ઞાનર્નાવરોધી છે, તેને સાબિત કરવા માટે ગમે તેટલા પુરાવાઓ આપવામાં આવે તોય તેને સાબિત કરી ન શકાય.

જવાબ : આપણા સમાજમાં જ્યારે કોઈ પણ બાળક જન્મે છે, ત્યારે તે બાળકના માતાપિતા અથવા કોઈ સંબંધીઓ તેનું નામકરણ કરતા હોય છે. પણ આ તાડપત્રીઓમાં તો જાતકનું નામ તથા અન્ય માહિતી તેના જન્મ પહેલાં જ લખેલી મળી આવે છે, જે માહિતી જન્મ પહેલાં લખવામાં આવી હોય, તેને શું નામ આપી શકાય ? માનવીય બુદ્ધિના ધોરણે આ બધું બિલકુલ તર્કસંગત ન હોય, પણ આધુનિક વિજ્ઞાનની કક્ષાની પેલે પાર જે અતિન્દ્રિય જ્ઞાન છે, તે જ્ઞાનની સાથે તેની સુસંગતતા છે. એક અદ્ભુત શક્તિનો આ પરચો છે. આપણા ત્રિમિતી મનાતા જગતને પેલે પાર અન્ય વધુ મિતી ધરાવતા જગતમાં આ જ્ઞાનનો ઉકેલ

હોઈ શકે છે. આપણે સમયના ત્રણ ભાગ પાડીએ છીએ. ભૂત, ભવિષ્ય અને વર્તમાન. પણ આ ભેદ દૂર થાય, તો ગમે તે ઘટનાનું જ્ઞાન થઈ શકે છે. આ અંગે વધુ સંશોધન થવું જરૂરી છે. તેથી જ નાડીભવિષ્યને બકવાસમાં ખપાવી ન શકાય. વિજ્ઞાનવાદીઓ જો નાડી ભવિષ્યને માન્યતા આપે છે, તો એને લીધે તેમના વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણનો પાયો જ હચમચી ઊઠે છે. તેથી તેઓ નાડીગ્રંથ ભવિષ્યનો વિરોધ કરે છે. પણ આ મનોવૃત્તિને લીધે જ વૈજ્ઞાનિક અભિગમ તથા વિચારધારા સાથે પ્રતારણા થઈ રહી છે એવું નથી
લાગતું ?



# પ્રકરણ ૨૦

# ભવિષ્ય જોવા આવનાર મુલાકાતીઓ પાસેથી તેમની માહિતી મેળવી લઈને પછી એ જ માહિતી તાડપત્રીમાંથી વાંચવાનો ડોળ કરવામાં આવે છે, એવો આક્ષેપ કરવામાં આવે છે, એનો જવાબ.

## સત્યને સમજીએ

નાડીગ્રંથ ભવિષ્ય, એ એક અજાયબી છે. ફોટામાં બતાવ્યા મુજબ તાડપત્રી પર તમિલ કૂટ લિપિમાં જે લખાણ હોય છે, તેમાં જે તે વ્યક્તિની માહિતી હોય છે.

નાડીગ્રંથમાં ભવિષ્ય જોવાની એક પારંપારિક પદ્ધતિ છે. તાડપત્રીઓની થપ્પીમાંથી નાડીશાસ્ત્રી એક તાડપત્રી કાઢે છે, આપણને કેટલાક સવાલો પૂછે છે, જેમ કે તમને બે ભાઈ અને એક બહેન છે ? આપણે ના પાડીએ, એટલે એ પત્રી બાજુમાં મૂકાઈ જાય છે. એટલે આપણને લાગે છે કે આપણી પાસેથી આપણી માહિતી ઓકાવીને, પત્રી વાંચવાનો ડોળ થઈ રહ્યો છે, પણ હકીકતમાં તેવું કશું હોતું નથી. આ બધા પ્રશ્નો પૂછવા પાછળ નાડીગ્રંથમાંની ચોક્કસ તાડપત્રી શોધવાનો જ હેતુ હોય છે. કેટલીયે તાડપત્રીઓ રદ થયા બાદ એક પટ્ટી એવી નીકળે છે, કે જેમાં જાતકની અથવા પૃચ્છકની બધી જ માહિતી ધડાધડ સાચી નીકળે છે. એટલે જ પૃચ્છકને લાગે છે, કે આમાં કંઈક ચાલાકી કરવામાં આવી રહી છે.

નાડીશાસ્ત્રી જે માહિતી આપણને પૂછે છે, એ માહિતી પટ્ટીમાં લખેલી હોય છે. મૌખિક માહિતી યાદ ન રહી શકે. પણ એ જ તાડપત્રી કોઈ અન્ય નાડીશાસ્ત્રી પાસેથી વંચાવવામાં આવે, જેને પૃચ્છક વિષે કોઈ માહિતી, જાણકારી ન હોય, તેમ છતાંય એ માહિતી સો ટકા

સાચી નીકળે, તો પછી એમાં વિશ્વાસ રાખવો જ પડે. આમાં જો કોઈપણ જાતની ઠગાઈ આચરવામાં આવતી હોય, તો આવું ન બની શકે. એક જ પત્રીમાંથી બે અલગ નાડીશાસ્ત્રીઓ એક જ માહિતી વાંચીને ન બતાવી શકે. વળી, મોટે ભાગે એવું બનતું હોય છે કે વધુ પડતા પૃથ્થકો હોવાને લીધે એક નાડીશાસ્ત્રી ફક્ત નાડીપટ્ટી નક્કી કરે છે. બીજો શાસ્ત્રી તેમાંની માહિતી તમિલમાં લખી આપે છે, અને અનુવાદક તે પરથી કેસેટ બનાવે છે. નોંધપોથી અને કેસેટ ગ્રાહકને સોંપવામાં આવે છે. એટલે આમાં ઠગાઈને કોઈ સ્થાન નથી. જે માહિતી વાંચી બતાવવામાં આવે છે, એ માહિતી સાચે જ કોતરેલી છે કે નહિ એની ચકાસણી બિનતમિલભાષી વ્યક્તિઓ નથી કરી શકતી. તેથી આવી આશંકાઓ પેદા થાય છે. ઘણા સમય અગાઉ શ્રી ઓમકાર પાટીલ નામક વ્યક્તિએ તાંબરમ ખાતેના નાડીકેન્દ્રની મુલાકાત લઈને એક લેખ પ્રકાશિત કર્યો હતો. એ લેખમાં તેમણે દાવો કર્યો હતો કે ત્યાંના નાડીશાસ્ત્રીએ તેમની પાસેથી માહિતી મેળવીને તેમને છેતર્યા હતા. લેખકે મુલાકાત દરમિયાનનું બધું સંભાષણ ટેપ કર્યું હતું. તે વખતે હું તાંબરમ ખાતે જ હતો, તેમ છતાંય તે લેખક મને મળવા ન આવ્યા. કારણ કે તેમને ખાત્રી હોવી જોઈએ કે મને મળવાથી તેમના જ જૂઠાણાનો પર્દાફાશ થઈ જશે. જે પટ્ટી તેમણે વાંચી હતી, તેનો ફોટો મેળવીને આ કામ હું સહેલાઈથી કરી શકત. પણ તેઓ મને મળવા ન આવ્યા. નાડીગ્રંથોને બકવાસ સાબિત કરવા માગતા આવા લેખકોને ‘બોધ અંધશ્રદ્ધેચા’ અર્થાત અંધશ્રદ્ધાનો બોધ નામક પુસ્તકમાં જડબાતોડ જવાબ આપવામાં આવેલો છે.

કોઈપણ પૃચ્છકની નાડીપટ્ટી શોધવી કઠિન હોય છે. આ કામ કલાકો માગી લેવાવાળું છે. કદી કદી પૃછકની નાડીપટ્ટી કેન્દ્રમાં ઉપલબ્ધ પત્રીઓમાં હોતી જ નથી. તેથી તેને નવો જથ્થો આવે ત્યાં સુધી રાહ જોવી પડે છે. નવા જથ્થામાં પણ ક્યારેક પટ્ટી નથી મળતી. એટલે ફરીથી રાહ જોવી પડે છે. એને લીધે પૃચ્છક કંટાળી જાય છે. તેના મનમાં વિવિધ આશંકાઓ જાગે છે. મારી સાથે પણ આમ જ થયું હતું. પણ હું ધીરજથી ખંતપૂર્વક બધી

બાબતોનો અભ્યાસ કરતો રહ્યો. મને નાડીગ્રંથોને ખોટા ઠેરવવાની મહત્ત્વાકાંક્ષા ન હતી. પ્રાચીન સમયના ઋષિમહર્ષિઓએ કરી રાખેલા કાર્ય વિષે હું તટસ્થ વૃત્તિથી સંશોધન કરી રહ્યો હતો. મને લોકો નિરીશ્વરવાદી, અવિશ્વાસક, વિજ્ઞાનવાદી માનવા લાગ્યા હતા. નિરીશ્વરવાદીઓની નજરમાં હું એક ભોળોભટાક અતિશ્રદ્ધાવાન સેનાધિકારી હતો. તેમ છતાંય મારી શોધ તટસ્થ રીતે ચાલી રહી હતી.

મેં બધી જ રીતે નાડીકેન્દ્રોની, તેમાં ચાલી રહેલી કાર્યપ્રણાલિની ચકાસણી ફરેલી છે. તાડપત્રીના જથ્થામાંથી પહેલી તાડપત્રી કાઢવામાં આવે ત્યાંથી ચોક્કસ તાડપત્રી મળી જાય, ત્યાં સુધીનું બધું જ સંભાષણ મેં ટેપ કરેલું છે. બધાં જ આક્ષેપોની ઝીણવટભરી તપાસ કરેલી છે. નાડીપટ્ટીઓના ફોટા લીધા છે. એ ફોટાઓ અન્ય તમિલ ભાષી વ્યક્તિઓ-જેમનો નાડીકેન્દ્ર સાથે કોઈ સંબંધ ન હોય—પાસેથી વંચાવેલા છે અને તે પછી જ મેં મારાં મંતવ્યો રજૂ કરેલાં છે. એટલા માટે જ મેં બે નાડીપટ્ટીઓના ફોટા આપેલા છે, અને તેમાં નામ કઈ રીતે કોતરેલું છે, એ સમજાવ્યું છે. આ પુરાવાને અત્યાર સુધી કોઈપણ તમિલ ભાષા નિષ્ણાતે અથવા અન્ય નિષ્ણાતોએ ખોટો ઠેરવેલો નથી.

વળી, નાડીશાસ્ત્રીઓને લોકોને છેતરવા જ હોય, તો તેઓ કોઈપણ પુરાવો લોકોને શા માટે આપે ? ઊલટાનું તેઓ તો તેમની નોંધપોથી તથા કેસેટ આપે છે. એ જ તેમની સચ્ચાઈનો પુરાવો છે. આ પુરાવો જો નાડીગ્રંથ દ્વારા મળતો હોય, તો એ જ્ઞાનની કક્ષા માનવીની જ્ઞાનકક્ષા કરતાં ઊંચી જ હોવી ઘટે. કોઈક અતિન્દ્રિય શક્તિની જ આ જ્ઞાનકક્ષા છે, એમ માનવું જ પડે.

# પ્રકરણ ૨૧

# સંમોહન અને નાડીભવિષ્ય

નાડીગ્રંથ ભવિષ્ય અંગે કેટલીક આશંકાઓ સામાન્ય માનવીના મનમાં આવતી હોય છે. મોટાભાગના લોકો એમ માનતા હોય છે, કે નાડીગ્રંથશાસ્ત્રી સામેની વ્યક્તિને સંમોહિત કરીને, સંમોહન અવસ્થામાં તેમની પાસેથી માહિતી કઢાવી લે છે, અને એ જ માહિતી તેમના ભવિષ્ય તરીકે ફરીથી કથન કરે છે.

ડૉ. એસ. જી. ખાનાપુરે સંમોહન અને નાડીગ્રંથભવિષ્ય એ બન્ને વચ્ચે કોઈ


ડૉ. એસ. જી. ખાનાપુરે
મો. ૦૯૮૯૦૩૬૦૭૪૬

મો. ૦૯૮૯૦૩૬૦૭૪૬

સંબંધ નથી. બન્ને વિષયો અલગ છે, અને તેમની પાછળના સિદ્ધાંતો પણ અલગ છે. સંમોહનશાસ્ત્રનો આધાર મન પર રહેલો છે. ડૉ. સિગમંડ ફ્રોઈડના મંતવ્ય અનુસાર દરેક વ્યક્તિ બે પ્રકારનાં મન ધરાવતી હોય છે. એક બાહ્યમન અને બીજું અતર્મન. સંમોહનનિષ્ણાતો જ્યારે કોઈ વ્યક્તિને ચોક્કસ સૂચનાઓ આપીને તેના બાહ્યમનને નિષ્ક્રીય બનાવે છે, બાહ્યમનની વિચાર કરવાની ક્ષમતાને ઓછી કરે છે, અને તે જ વખતે તે વ્યક્તિના અંતર્મનને સક્રિય બનાવીને તેની સાથે સંવાદ સાધે છે, ત્યારે આ પ્રક્રિયાને સંમોહન

કહેવાય છે. જાગૃત અવસ્થામાં વ્યક્તિનું બાહ્યમન કામ કરતું હોય છે, અને સંમોહિત અવસ્થામાં તેનું અંતર્મન કામ કરતું હોય છે. તે વખતે બાહ્યમન નિષ્ક્રિય અવસ્થામાં હોય છે. તેની વિચારક્ષમતા એ અવસ્થામાં લગભગ નહિવત્ હોય છે.

સંમોહનના પ્રયોગો સફળ થાય, તે માટે નીચેની બાબતો અગત્યની છે. (૧) સંમોહનમાં સૂચનાઓ અપાય છે. જે વ્યક્તિને સંમોહિત કરવાની હોય તેને મારી આંખોમાં જો, તને ઊંઘ આવી રહી છે. તારી આંખોનાં પોપચાં ભારે થઈ રહ્યાં છે. તને ઊંઘ આવી રહી છે. તું હવે સૂઈ જા. હવે તું ફક્ત મારો અવાજ સાંભળ. મારી આજ્ઞાનું પાલન કર.' જેવી સૂચનાઓ આપવામાં આવે છે. જેથી કરીએ એ વ્યક્તિ પર સંમોહનની અસર થાય. સૂચનાઓ વિના કોઈને પણ સંમોહિત કરી શકાતું નથી.

(૨) સંમોહનશાસ્ત્રમાં સામી વ્યક્તિનો સહયોગ હોવો જરૂરી છે. જો કોઇ વ્યક્તિ પોતાની મરજીથી સંમોહિત થવા તૈયાર ન થાય, સંમોહન નિષ્ણાતને હકાર ન આપે, સૂચનાઓ ન પાળે, તો તેવી વ્યક્તિ કદીપણ સંમોહિત થઇ ન શકે,

(૩) જાગૃત અવસ્થામાં વ્યક્તિનું બાહ્યમન કામ કરતું હોય છે. બાથમન સારાનરસાનો વિચાર કરી શકે છે. પણ સંમોહન અવસ્થામાં અંતર્મન કામ કરતું હોય છે. અંતર્મન સારાનરસાનો વિચાર કરી શકતું નથી. નાડીગ્રંથ વાંચન વખતે વ્યક્તિ જાગૃત અવસ્થામાં હોય છે. નાડીશાસ્ત્રીઓ કોઈપણ જાતની (સંમોહનની) સૂચનાઓ નથી આપતા હોતા. વ્યક્તિ સંમોહિત અવસ્થામાં, અંતર્મનની મદદથી નાડીશાસ્ત્રી સાથે વાત કરતી નથી હોતી. તેથી નાડીશાસ્ત્રીઓ પર મૂકવામાં આવેલો, સંમોહનનો આક્ષેપ ખોટો છે.

પ્રાચીન સમયના ઋષિમુનિઓ જેમ કે અગસ્ત્ય, બોહર, ભૃગુ વગેરે તેમના યોગબળના આધારે સમાધિઅવસ્થામાં જઈ શકતા હતા. સમાધિઅવસ્થામાં તેઓ ત્રિકાલજ્ઞાન મેળવી શકતા હતા. એ જ્ઞાનને આધારે તેઓ ભવિષ્યમાં અર્થાત્ કલિયુગમાં જન્મનાર માનવીઓના જીવનતરંગો જોઈ શકતા હતા. એ જ જ્ઞાન તેમણે નાડીપટ્ટી પર લખી રાખેલું છે, અને એ જ જ્ઞાન આપણને નાડીગ્રંથમાંથી મળે છે.

મનની કુલ ચાર અવસ્થાઓ હોય છે. તેમને બીટા, આલ્ફા, થીટા અને ડેલ્ટા નામે ઓળખવામાં આવે છે. આપણા મનમાં જે વિચારો ઉત્પન્ન થાય છે, એના અનુસંધાનમાં આપણા મગજમાં વિચારતરંગો ઉત્પન્ન થાય છે. મગજમાં ઉત્પન્ન થતા આ તરંગો-**Brain Waves-EEG** નામક મશીનની મદદથી નોંધવામાં આવે છે. મગજમાં ઉત્પન્ન થતા આ તરંગોની **Frequency** ૧૪ થી ૨૧ **Cycles/Sec.** જેટલી અર્થાત્ પ્રતિસેકન્ડે ૧૪ થી ૨૧ તરંગો ઉત્પન્ન થવા જેટલી હોય તો તેમને બીટા તરંગો તરીકે ઓળખવામાં આવે છે. આ જાગૃત અવસ્થા છે.

આ જ તરંગો જો પ્રતિસેકન્ડે ૧૪ થી ૭ જેટલા હોય તો એમને આલ્ફા તરંગો તરીકે ઓળખવામાં આવે છે. સવારની, વહેલા પરોઢની મીઠી નીંદરમાં આટલા તરંગો હોય છે. આ જ તરંગો જો પ્રતિસેકન્ડે છ થી ૪ જેટલા હોય તો એમને થીટા તરંગો તરીકે ઓળખવામાં આવે છે. આ સ્વપ્ન દરમિયાનની અવસ્થા છે અને આ જ તરંગો જો પ્રતિસેકન્ડે ૪ થી શૂન્ય જેટલા હોય, તો તેમને ડેલ્ટા તરંગો તરીકે ઓળખવામાં આવે છે. આ અવસ્થા, તે નિર્વિચાર અવસ્થા—સમાધિ અવસ્થા અથવા તુરીય અવસ્થા છે.

ડેલ્ટા અવસ્થામાં કોઈ વિચાર તરંગો ઊઠતા નથી. એટલે જ આ અવસ્થા સમાધિ અવસ્થા અથવા **Enlightment State** તરીકે ઓળખવામાં આવે છે. હંમેશાં ધ્યાનમાં બેસનારાઓ આ અવસ્થા સુધી પહોંચી શકે છે.

જાગૃત અવસ્થામાં—બીટા અવસ્થામાં—માનવીનું બાહ્યમન કામ કરતું હોય છે અને સમાધિ અવસ્થામાં-ડેલ્ટા અવસ્થામાંતે પોતાના બાહ્યમનની સાથે સાથે અંતર્મન (આત્મા) તથા વિશ્વમન (દેવો)ની સાથે પણ કામ કરતો હોય છે. આ અવસ્થામાં આ ત્રણેય મન એકબીજા સાથે સંવાદ સાધતા હોય છે.

સમાધિ અવસ્થામાં વ્યક્તિનું અંતર્મન (આત્મા) અને વિશ્વમન (**Universal Mind**) એકબીજા સાથે જોડાઈ જાય છે. વિશ્વમન એ જ સમગ્ર જગતના અસ્તિત્વનું કારણ છે.

**(Universal mind is creator and controller of Universe)** એને લીધે જયારે આ બન્નેનો સંબંધ રચાય છે, ત્યારે કોઈપણ જ્ઞાન અંતર્મનને મળી શકે છે, અને એ જ્ઞાન અંતર્મનમાંથી બાહ્યમન સુધી પહોંચી શકે છે. એટલે જ આ અવસ્થામાં ત્રિકાલજ્ઞાન થાય છે. આવી વ્યક્તિ એક જ સમયે ત્રણેય કાળમાંનું જ્ઞાન મેળવી શકે છે. તેને કોઈ બંધનો નડતાં નથી. એ પછી આ જ્ઞાન સામાન્ય માનવી સુધી પહોંચાડી પણ શકાય છે. આવા મહાત્માઓ કોઈ પણ વ્યક્તિનો ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ જોઈ શકે છે, કહી શકે છે, એટલું જ નહિ ભવિષ્યની ઘટનાઓમાં ફેરફાર પણ કરી શકે છે. આવા મહાત્માઓને આપણે ઋષિ, મુનિ, ત્રિકાળજ્ઞાની અથવા સિદ્ધયોગી જેવા નામથી ઓળખીએ છીએ અથવા **Enlighted Masters** તરીકે સંબોધીએ છીએ.

નાડીગ્રંથોમાં જે ભવિષ્યકથન હોય છે, તે આવા ત્રિકાળદર્શી ઋષિમુનિઓએ લખેલું છે. તેથી જ તે સો ટકા સાચું પુરવાર થાય છે.

કેટલાક લોકોના મંતવ્ય અનુસાર નાડીપટ્ટી ભવિષ્ય અશાસ્ત્રીય છે. એની પાછળ કોઈ વૈજ્ઞાનિક આધાર નથી. વિજ્ઞાનની કસોટીને એમાં કોઈ સ્થાન નથી. આવા લોકો નાડીગ્રંથ ભવિષ્યને વિજ્ઞાનના ચોકઠામાં મારીમચડીને બેસાડવા માગતા હોય છે. પણ એમ થતું ન હોવાથી તેઓ તેને અમાન્ય કરે છે.

જીવનની દરેકેદરેક બાબત વૈજ્ઞાનિક જ હોવી જોઈએ, એવું જરૂરી નથી. બધી જ બાબતોને વૈજ્ઞાનિકતાના ચોકઠામાં બેસાડી શકાતી નથી. કારણ કે વિજ્ઞાનની પણ પોતાની મર્યાદાઓ છે. વિજ્ઞાનનો વિષય ભૌતિક પદાર્થો સાથે જોડાયેલો છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ સુધી જ એની પહોંચ છે. પણ જીવનમાં એવી કેટલીયે બાબતો હોય, જે મન, બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેન્દ્રિયોની સીમાને પેલે પાર હોય છે. એ બધી બાબતો આત્મા, પરમાત્મા તથા છઠ્ઠી ઈન્દ્રિય સાથે સંબંધ ધરાવતી હોય છે. એમને જાણી લેવા માટે આપણે ત્યાં સુધી પહોંચવું પડે. પણ આજના અદ્યતન વિજ્ઞાન પાસે ત્યા સુધી પહોંચવાની શક્તિ નથી.

આજનું વિજ્ઞાન ભૌતિક જગતનો અભ્યાસ કરે છે. મન, બુદ્ધિ અને પાંચ જ્ઞાનેન્દ્રિયો સુધી જ એ સીમિત છે. અધ્યાત્મશાસ્ત્ર સૂક્ષ્મ જગત સાથે અને છઠ્ઠી ઈન્દ્રિય સાથે સંકળાયેલું છે. તેથી જ આ બન્ને શાસ્ત્રો એકબીજાથી અલગ છે. સ્વતંત્ર છે. બન્ને વચ્ચે એવી કોઈપણ કડી નથી જે તેમને સાંકળી શકે. તેથી નાડીભવિષ્યને જૂઠાણામાં ખપાવવું યોગ્ય નથી. તેમ જ પુનર્જન્મ જન્માક્ષર, આત્મા, પરમાત્મા, પૂજા, પ્રાર્થના વગેરેને પણ અયોગ્ય અથવા અસત્ય ઠેરવવું યોગ્ય નથી.
આજનું વિજ્ઞાન હજુ સુધી સંપૂર્ણ વિકાસ પામેલું નથી. જે શાસ્ત્ર પોતે જ પૂર્ણ વિકસિત ન હોય, તે શાસ્ત્રના નિયમો બીજા શાસ્રના માથે ઠોકી ન બેસાડાય. જે વિજ્ઞાન આજે જગતના બધા જ સવાલોના જવાબો આપી શકતું નથી, જગતના કોયડા ઉકેલી શકતું નથી, તે વિજ્ઞાન, એક જુદા શાસ્ત્રને ખોટું કઈ રીતે ઠેરવી શકે છે ?
અધ્યાત્મશાસ્ત્ર વિજ્ઞાન કરતાંય વધુ વિકસિત થયેલું છે. આ શાસ્ત્ર પરિપૂર્ણશાસ્ત્ર છે. વિજ્ઞાનની સીમાઓ જ્યાં પૂરી થાય છે, ત્યાંથી અધ્યાત્મનું ક્ષેત્ર શરૂ થાય છે. તેને લીધે વિજ્ઞાનના ચોકઠામાં અધ્યાત્મને બેસાડી જ ન શકાય. જે દિવસે વિજ્ઞાનનો પૂર્ણ વિકાસ સધાશે, તે દિવસે આ સવાલનો જવાબ આપમેળે મળી જશે. સૂક્ષ્મ જગત તથા અતિન્દ્રિય જ્ઞાન અંગેની સત્યતા સહેલાઈથી સમજાઈ જશે.
નાડીગ્રંથમાંનું ભવિષ્ય કઈ રીતે લખાયું હશે ? આ ભવિષ્ય લખનારા મુનિઓને કલિયુગનું ભવિષ્ય કઈ રીતે દેખાયું હશે ? આ બાબત કઈ રીતે શક્ય છે ? વિજ્ઞાનનો કયો નિયમ આને લાગુ પડે છે ? આવી આશંકાઓમાં રાચવા કરતાં આપણા દિવ્યજ્ઞાની ઋષિમુનિઓએ આપણા કલ્યાણ માટે, યોગ્ય માર્ગદર્શન માટે, આપણા પાપકૃત્યોના ક્ષાલન માટે, આપણા હાથે સત્કર્મો થાય તે માટે, તેમની અતિન્દ્રિય શક્તિઓને કામે લગાડીને, આપણા માટે સમાધિઅવસ્થામાં જઈને, વિશ્ર્વમન સાથે સરૂપતા કેળવીને જે જ્ઞાન આપણા સુધી મોકલ્યું છે, તેને સમજીએ, તેનો આદર કરીએ, અને જીવનને સુખમય બનાવીએ.

# પ્રકરણ ૨૨

# શ્રી નીલેશભાઈ ત્રિવેદીના અનુભવો



(આ પુસ્તકના પ્રકાશક શ્રી નીલેશભાઈ ત્રિવેદી, વડોદરા મુકામે સહજાનંદ માર્કેટિંગ પ્રા. લિ. નામક ફર્મ ધરાવે છે.)

શ્રી નીલેશભાઈ ત્રિવેદી એક પ્રખર નાડીગ્રંથ જ્યોતિષપ્રેમી છે. વડોદરાનું છાણી ખાતેનું નાડીકેન્દ્ર તેમની સહાયતા તથા માર્ગદર્શન હેઠળ ચાલી રહ્યું છે. તેમના અનુભવો તેમના પોતાના શબ્દોમાં જોઈએ.

શ્રી નીલેશભાઈ ત્રિવેદી "નમો નારાયણ. મારું નામ નીલેશ ત્રિવેદી છે. મો. ૦૯૮૨૫૦૪૪૭૯૮ હું નાડીશાસ્ત્ર પર છેલ્લા ૬ વર્ષથી અધ્યયન અને સંશોધન કરી રહ્યો છું; અને મારી ખાતરી થઈ છે કે આ એક અતિ અદ્‌ભુત શાસ્ત્ર છે. જે આપણી વૈદિક સંસ્કૃતિની દેન છે. હું પોતે જ્યોતિષશાસ્ત્રમાં ખૂબ જ રસ ધરાવું છું અને ૧૬, ૧૭ વર્ષની ઉંમરથી એનું અધ્યયન પણ કરી રહ્યો છું. અત્યારે મારી ઉંમર ૪૬ વર્ષ છે. પણ નાડીશાસ્ત્ર જેવી અદ્‌ભુતતા મેં ક્યાંય જોયેલી નથી.

મારી કારકીર્દિની શરૂઆત મેં નોકરીથી કરેલી છે. તેર-ચૌદ વર્ષ નોકરી કર્યા બાદ ૯૯ની સાલમાં મેં મારો પોતાનો વ્યવસાય શરૂ કર્યો. બે વર્ષ સુધી તો બધું બરાબર ચાલ્યું પણ પછી મોટી આર્થિક મુશ્કેલી આવી પડી. ૨૦૦૨ ૦૩ની સાલમાં ખૂબ મોટું નુકસાન વેઠવું પડ્યું. એટલે હું ૨૦૦૩ના ઑગષ્ટ માસમાં નાડીશાસ્ત્રી શ્રી રામન પાસે મારી તાડપત્રી જોવા માટે ગયો. અંગૂઠાની છાપ આપી. તાડપત્રી શોધી કાઢવાનું કામ શરૂ થયું. બે-ત્રણ બેઠકો બાદ તાડપત્રી મળી. એમાં મારું નામ, મારા પિતાનું નામ, પત્નીનું નામ વગેરે માહિતી સાચી નીકળી. એ પછી આગળ ભવિષ્યકથન કરવામાં આવ્યું ભવિષ્યકથન વાંચીને ઘણી રાહત મળી. જીવનમાં આગળ ઘણું બધું છે, સારું છે, હતાશ થવાની જરૂર નથી. સારા સમયની રાહ જુઓ. શાંતિદીક્ષા કાંડના પરિહારો કરવાથી નવા રસ્તા જરૂર ખુલશે એવું સાંભળીને મારી હતાશા જતી રહી. દીક્ષા પરિહાર કરવાથી સાચે જ નવા રસ્તા ખૂલ્યા, પ્રગતિ થવા માંડી. એની પાછળની કારણમીમાંસા હું ન સમજી શક્યો. પણ પૂર્વજન્મોના કર્મોને લીધે જે તકલીફો મને વેઠવી પડતી હતી, તેમાં શાંતિપરિહારને લીધે ઘણી રાહત મળી. હિંમત આવી. ૨૦૦૪ની સાલમાંના ભવિષ્યો સાચા પડ્યાં.

૨૦૦૪ની સાલમાં હું શ્રી કૌશિકન—જેમનું એક નામ રાજેન્દ્રન છે—ના સંપર્કમાં આવ્યો. આ વાત ૨૦૦૪ના નવેમ્બર માસની છે. હું કૌશિકનને તમિલનાડુમાં મળ્યો હતો. તેમના જ્ઞાન માટે મને માન ઉપજયું. મેં તેમને વડોદરામાં નાડીકેન્દ્ર સ્થાપન કરીને તેનું સંચાલન કરવાનો આગ્રહ કર્યો, અને ત્યારથી વડોદરામાં છાણી ખાતેનું નાડીકેન્દ્ર ચલાવવામાં આવે છે. આ કેન્દ્રમાં અત્યાર સુધીમાં લગભગ ૧૪૦૦-૧૫૦૦ ભવિષ્યો જોવામાં આવ્યા હશે. દરરોજ નવા અનુભવો આવતા રહ્યા. બુદ્ધિની બહારના આ અનુભવો સાચે જ તિ કુંઠિત કરી દે તેવા હતા. માનવીની બુદ્ધિની પેલે પાર કેટલું જ્ઞાન છે, તેનો દરરોજ અનુભવ થવા લાગ્યો.

## નાડીગ્રંથ ભવિષ્ય

દરેક માનવીના જીવનમાં પોતાની તાડપત્રી જોવાનો એક નિશ્ચિત સમય હોય છે. તે સમય પહેલાં આ યોગ આવતો નથી. એ વિષેનો મારો એક અનુભવ અહીં રજૂ કરી રહ્યો છું. ૨૦૦૬ની વાત છે. અમારી જામનગરની ઓફિસમાં પ્રફુલ નામક એક યુવક કામ કરતો હતો. તેને પોતાની તાડપત્રી જોવાની ઈચ્છા હતી. એટલે તેણે મને પોતાના અંગૂઠાની છાપ પણ બે-ત્રણ વખત મોકલી આપી હતી. પણ કોઈ ને કોઈ કારણસર એનું કામ થતું ન હતું. અંગૂઠાની છાપ ખોવાઈ જતી. આખરે ૨૦૦૭ના નવેમ્બર માસમાં એણે મને ફરીથી પોતાના અંગૂઠાની છાપ મોકલી અને સેક્રેટરીને પણ જાણ કરી. સેક્રેટરીએ તેને જણાવ્યું કે સાહેબ (હું પોતે) ત્યાં જ છે. કૌશિકન સાથે જ બેઠા છે. એટલે તેનો મારા પર ફોન આવ્યો. મેં તેને જણાવ્યું કે સાંજે ફોન પર વાત કરીને, અંગૂઠાની છાપની ચકાસણી (Verification) કરીશું. સાંજે ફોન પર જ બધી ચકાસણી અમે શરૂ કરી. બે-ત્રણ બંડલો ૨૬ થયા બાદ એક તાડપત્રીમાં કથન નીકળ્યું કે, તમારું નામ પ્રફુલ છે. વળી માતાપિતાનાં નામોની અને અન્ય જાણકારી પણ નીકળી. આગળ કથન હતું કે જ્યારે આ તાડપત્રી જોવામાં આવી રહી છે, ત્યારે જાતકની માતા દવાખાનામાં દાખલ થયેલી છે. ગંભીર હાલત છે. બધી જ વાતોનો મેળ બરાબર પડતો હતો. પણ માતાની માંદગીનું કથન નીકળતાં મેં પ્રફુલને ફોન પર પૂછ્યું કે તારી માતાને દવાખાનામાં દાખલ કરવામાં આવી છે કે શું ? તેણે ના પાડી કે તેની માતાને દવાખાનામાં દાખલ કરેલી નથી. હું વિચારમાં પડી ગયો. માંડ ૪૦ જેટલી સેકન્ડ પસાર થઈ હશે. છેલ્લા દોઢ કલાકથી અમે ફોન પર વાત કરી રહ્યા હતા અને એ ૪૦ સેકન્ડ દરમિયાન જામનગર ઓફીસની લેન્ડલાઈન પર ફોન આવ્યો કે છેલ્લા દોઢ કલાકથી પ્રફુલનો ફોન અંગેજ આવે છે. અમે તેનો સંપર્ક સાધવાનો પ્રયાસ કરી રહ્યા છીએ. તેની માતાને દોઢ કલાક પહેલાં ગંભીર એટેક આવવાથી દવાખાનામાં દાખલ કરેલી છે. મહર્ષિનું કથન સો ટકા સાચું નીકળ્યું.

આ પરથી કહી શકાય છે, કે દરેકના જીવનમાં પોતાની તાડપત્રી જોવાનો સમય નક્કી હોય છે. એ સમય પહેલાં તેનું ભવિષ્ય તેની પાસે કદીયે પહોંચતું નથી અને એ ક્ષણે જે બનવાનું હોય

છે, તે બન્યા વગર રહેતું નથી. પ્રફુલના નસીબમાં માતાને દવાખાનામાં દાખલ કરેલી હોય ત્યારે જ તાડપત્રી જોવાનું લખાયેલું હતું એટલે એની માતા જ્યારે દવાખાનામાં દાખલ થઈ, ત્યારે જ તેની તાડપત્રી મળી. એ પહેલાં નહિ, એ પહેલાં એના અંગૂઠાની છાપ જ ખોવાઈ જતી હતી. કારણ કે એનો સમય પાક્યો ન હતો. કશું પણ સમય પહેલાં નથી મળતું, એ હકીકત અહીં સાબિત થાય છે.

હું ઘણી વખત કૌશિકન સાથે બેસતો. પહેલાં તો અનુવાદક પણ ન હોવાથી મે અનુવાદ કરવાનું કામ પણ કરેલું છે. હજુ સુધી કરી રહ્યો છું. અત્યાર સુધી મેં લગભગ ૧૪૦૦-૧૫૦૦ ભવિષ્યોનું કામ કરેલું છે. આ વિદ્યા કોઈ કર્ણપિશાચ વિધા તો નથીને, એનીયે મે ખાતરી કરી લીધેલી છે અને આમાં એવી કોઈ મેલી વિદ્યા નથી; ફક્ત આપણા મહર્ષિઓએ નિઃસ્વાર્થભાવે આપણા પર કરેલી આ કૃપા છે, એની મને ખાતરી થઈ ચૂકી છે.

મને ઘણી વખત મનમાં વિચાર આવતો કે જો આપણા દેશના લોકોની અથવા ભારતીયોની જન્મપત્રી આ ગ્રંથોમાં મળી આવતી હોય, તો કોઈ વિદેશીની જન્મપત્રી પણ મળી આવે કે કેમ ? એ ચકાસણી કરવાનો મોકો પણ મને મળી ગયો. ૨૦૦૭માં ૨૬મી જાન્યુઆરીએ મારા મામાના દીકરા ગૌરવ જોષીનાં લગ્ન હતાં. એ અત્યારે દિલ્હી ખાતે છે. એ લંડનમાં ભણેલો છે. તેથી એનાં લગ્નમાં લંડનથી કેટલાક વિદેશી મિત્રો આવ્યા હતા. એમની સરભરાની જવાબદારી મારા પર હતી. એ વખતે અમે બધાં અમદાવાદ હતાં. વિદેશીઓએ મને પૂછ્યું, “તમારા દેશમાં એવું શું આશ્ચર્યકારક છે, જે બીજે ન હોઈ શકે ?' મેં તેમને કહ્યું કે અમારા પ્રાચીન મહર્ષિઓએ લખેલા નાડીગ્રંથો સાચે જ અદ્ભુત કહી શકાય તેમ છે. તેમાં તમારું નામ, તમારા માતાપિતાનાં નામ અને તમારી ઈતર માહિતી પણ હોય છે, જે સાચી પુરવાર થાય છે. તેમને નવાઈ લાગી અને તેમણે નાડીગ્રંથ જોવાની ઈચ્છા દર્શાવી, અમે બધાં ગાડીમાં બેસીને વડોદરા આવી પહોંચ્યા. કૌશિકનને તો આ વિષે કશી જ ખબર ન હતી. એ ભાઈનું નામ શરા હતું અને તેઓ નેધરલેન્ડના નિવાસી હતા. કૌશિકનને ત્યાં જઈને અમે

તેમના અંગૂઠાની છાપ આપી. થોડી તાડપત્રીઓના ચકાસણી કર્યા બાદ અચાનક જ એક તાડપત્રીમાં તમારું નામ ગરા છે, તમે બેન્કમાં કામ કરો છો, તમારી આ જન્મ તારીખ છે, એવું કથન નીકળ્યું. એ જોઈને તો પેલા ભાઈ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં. બધી જ વાતો સાચી હતી. પણ એટલું વાંચ્યા બાદ નાડીશાસ્ત્રી કૌશિકને તાડપત્રી વાંચન બંધ કર્યું. મને તેઓ એક બાજુએ લઈ ગયા અને કહ્યું, "આ વિદેશીને ભવિષ્યમાં રસ નથી. તે તો જ્ઞાનનાં પારખાં કરવા આવ્યો છે. એટલે ઋષિએ આગળ વાંચવાની મનાઈ કરી છે.' પેલા ભાઈ વીસ હજાર રૂપિયા જેટલી ફી આપવા તૈયાર થયા હતા. પણ નાડીવાંચન ન થયું તે ન જ થયું. સામાન્ય રીતે નાડીશાસ્ત્રીની ફી ૫૦૦-૬૦૦ રૂ. જેટલી હોય છે. પણ જ્ઞાનનાં પારખાં કરવાનાં ન હોય. એટલી સમજણ આપણને આ અનુભવમાંથી મળી જાય છે.

મને ઘણી વખત વિચાર આવતો કે અન્ય ધર્મીય, જેવા કે ખ્રિસ્તી, મુસ્લિમ ધર્મીયોની તાડપત્રી હોઈ શકે છે કે કેમ ? એનો પણ અનુભવ થઈ ગયો. મારી ઓફિસમાં છ મુસ્લિમ બિરાદરો કામ કરે છે. Test case તરીકે ૨૦૦૫માં નૂરખાન નામક મુસ્લિમ બિરાદરની અંગૂઠાની છાપ પરથી તેની તાડપત્રી શોધવાનું અમે નક્કી કર્યું. પ્રાથમિક ચકાસણી થઈ, અને કથન નીકળ્યું કે તમારી પત્નીનું નામ શાંતા છે. નુરખાને હા પાડી. મને નવાઈ લાગી, આગળ કથન નીકળ્યું, પત્નીનું બીજું નામ રૂખસાના છે. નૂરખાને ફરીથી હા પાડી. એટલે મેં તેને પૂછ્યું, 'તમે મુસ્લિમ છો, અને પત્નીનું નામ શાંતા કઈ રીતે હોઈ શકે છે ?' તેમણે મને કહ્યું કે તેણે એક હિન્દુ યુવતી સાથે લગ્ન કરેલાં છે, અને લગ્ન પછી તેનું નામ રૂખસાના રાખવામાં આવેલું છે.

છે ને નવાઈની વાત ? હજારો વર્ષો પૂર્વે ઋષિઓને જાણ હતી કે કેવા કેવા ધર્મો અસ્તિત્વમાં આવનારા છે. ધર્મપરિવર્તનો થવાના છે. નામ પણ બદલાઈ જવાનાં છે.

૨૦૦૫માં એક બહેન વિદેશથી આવ્યાં હતાં. તેમની તાડપત્રી જોવાઈ રહી હતી. નાડીશાસ્ત્રીએ તેમને પૂછ્યું, 'તમે સાત વખત લગ્ન કર્યાં છે ?' તેમણે હા પાડી. તે પછી એક

પછી એક સાતેય પતિઓનાં નામ તાડપત્રીમાં નીકળ્યાં. આ કઈ રીતે શક્ય બની શકે ? ઋષિઓએ કેટલું ધ્યાન, કેટલી તપસ્યા કરી હશે, ત્યારે આવી ઝીણી ઝીણી વિગતો પણ તેઓ જાણી શક્યા હશે. આ બધું ફક્ત નાડીગ્રંથોમાં જોવા મળી શકે છે. બીજે ક્યાંય આવું જોવા મળતું નથી. એ સત્ય હકીકત છે. મારા પિતાનો પણ આવી જ અવ્યય છે. મારા પિતા એક સારા જ્યોતિષી છે. કૌશિક તેમને ગુરૂજી' તરીકે જ ગ્રંથો છે. બન્ને જણા ઘણી વખત જ્યોતિષ અંગે ચર્ચા પણ કરે છે. એક પત્ર | પિતા ની તાડપત્રી જેવાઈ રહી હતી. તેમાં સ્વામીએ વાંચ્યું કે તમે કો) ત્રણ ભાઇ અને ત્રણ બહેનો છે. (પતા ગણતાં સાત ભાઈબહેનો થાય છે. એમાંના એક ભાઇ તથા એક બહેન ગુજરી ગયેલાં છે. આ પ્રાપ્યો છે. નવાઈ લાગી, ૨૦૦૦ની સાલમાં મારા કાકા અમેરિકા ખાતે આસાન પામ્યા હતા, એની મને જાણ હતી. પણ કોઈના નિધનની વાત સમજમાં આવતી ન હતી, મેં પિતાને પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું કે સૌથી મોટા ફોઈ કરતાંય એક મોટી બહેન હતી, જે નાનપણમાં જ ગુજરી ગઈ હતી. આ વાતની મને ખબર જ ન હતી. પિતા સાથે પણ અત્યાર સુધી કદીયે આવી વાત થઈ ન હતી. પણ જે હું જાણતો ન હતો, તે વાત ઋષિમુનિઓએ માત્ર લખી રાખી હતી. કારણ કે તેઓ બધું જ સારતા હતા.

નાડીગ્રંથોનું પ્રશ્નકાંડ પણ અદ્ભુત કહી શકાય તેવું છે. માનવીને ઘણી વખત જીવનમાં વિચિત્ર પરિસ્થિતીનો સામનો કરવો પડે છે. કેટલાક મૂંઝવતા સવાલોના જવાબ ક્યાંય મળી શકતા નથી. એવે વખતે નાડીશાસ્ત્રનું પ્રશ્નકાંડ માનવીની

વહારે દોડી આવે છે. એમાં આપણાં દરેક મૂંઝવતા સવાલના જવાબ હોય છે. પ્રશ્નકાંડનો મારો અનુભવ પણ ખૂબ સરસ છે. મારા મિત્ર શ્રી પ્રદિપ પટેલ, દહાણુ રોડ ખાતે નાડીકેન્દ્ર ચલાવે છે. તેમના કેન્દ્રમાં મેં પ્રશ્નકાંડનો અનુભવ લીધો હતો.

શાંતિ-પરિહાર કરાવ્યા બાદ ધંધો ધમધોકાર ચાલવા માંડ્યો. ૨૦૦૩ ૨૦૦૭માં ખૂબ જ પ્રગતિ થઈ. એ વખતે મને પ્રશ્નકાંડ જોવાનો મોકો મળ્યો. અમારી મુંબઈ ખાતે મીટીંગ હતી. મારે મારી કંપનીના શેરો વેચવાના હતા. જેમને લેવા હતા એ મારા એક વખતના શેઠ હતા.

મને મીટીંગમાં શું થશે એ જાણવાની ઇંતેજારી હતી. એટલે મેં નાડી પ્રશ્નકાંડ જોયું. એમાં મારું નામ નીકળ્યું. મીટીંગ વિષે કથન નીકળ્યું કે મીટીંગ દરમિયાન મારે પૂર્વ દિશામાં મોઢું રાખીને એ ભાઈ જોડે વાત કરવી, મારું બધું જ કામ થઈ જશે. એ ભાઈ મારી બધી જ વાત માની લેશે. મીટીંગ બીજા જ દિવસે હતી. એટલે ખાસ રાહ જોવાની ન હતી. મારો બીજો પ્રશ્ન મારા પુત્ર વિષે હતો. અમારે એક જ દીકરો છે. આ વાત ૨૦૦૦ના ઓગષ્ટ માસની છે. દીકરો ભણવા માટે વિદેશ જવાનો હતો. એટલે મેં પ્રશ્ન પૂછ્યો હતો, કે એ ક્યારે વિદેશ જશે. જવાબ આવ્યો કે એ ૨૦૦૮માં ફાગણ મહિનામાં જશે. મને નવાઈ લાગી. કારણ કે એ તો ૨૦૦૭ના ડીસેમ્બર માસમાં જ જવાનો હતો.

બીજા દિવસે હું મીટીંગમાં ગયો, મોટી સરસ ઓફિસ હતી. મારા જૂના શેઠને મેં બધા જ પેપર્સ બતાવ્યા. તેમણે મને કશું જ બોલવાનો મોકો ન આપ્યો. સીધે સીધું કહી દીધું કે તેમને મારી કંપનીના શેરો પ્રીમીયમ સાથે લેવાના છે અને બીજું કશું જોવાની જરૂર છે, એમ તેમને લાગતું નથી. મને નવાઈ લાગી. ઋષિએ જે કહ્યું હતું તે સો ટકા સાચું પડ્યું.

હવે બાકી રહી દીકરાની વાત. મેં તેને કહ્યું કે તે માર્ચમાં વિદેશ જશે એવું ઋષિવચન છે. તેણે મને કહ્યું કે તે આવા શાસ્ત્રોમાં માનતો નથી. ઈન્ટરવ્યૂ માટે ડીસેમ્બરમાં જ જવું પડશે. ડીસેમ્બરમાં કોલેજ તરફથી અમને કાગળ આવ્યો કે લંડન કોલેજ ઓફ એકાઉન્ટસીનો કોર્સ એપ્રિલથી શરૂ થશે, તેથી તમે માર્ચમાં આવશો તો ચાલશે. તમારું એડમિશન પાકું છે.

બીજા અમારા એક ફ્રાન્સના મિત્ર છે. તેમનું નામ દુર છે. ખૂબ જ્ઞાની છે. મહર્ષિ મહેશ યોગી પાસેથી દીક્ષા લીધેલી છે. તેમની પાસેથી ધ્યાન અને જ્ઞાનની વાતો સાંભળવામાં ખૂબ આનંદ આવે છે. અમે બન્ને હજુ પ્રત્યક્ષ મળેલા નથી. ઈન્ટરનેટ પર જ મુલાકાત થતી હોય છે. તેમણે નાડીશાસ્ત્ર અંગે ઈન્ટરનેટ પરથી માહિતી મેળવી હતી. તેમણે મને તેમના અંગૂઠાની છાપ સ્કેન કરીને મોકલી આપી. અમે તે પરથી તેમની તાડપત્રી નક્કી કરવાનું કામ શરૂ કર્યું. તાડપત્રીમાં લખાણ હતું કે તમારા પિતાના નવ લગ્નો થયેલાં છે, અને 2 તમે તેમાંની સાતમી પત્નીના સંતાન છો. વાત સો ટકા સાચી હતી. શ્રી ખદુર તો આશ્ચર્યચકિત થઈ ગયા.

અત્યાર સુધી ઘણા શાસ્ત્રોનો મને અનુભવ છે, પણ આ શાસ્ત્ર સૌથી વધુ ચોક્કસ છે એમાં કોઈ શંકાને સ્થાન નથી.
મે અત્યાર સુધી ઘણી અલગ અલગ નાડીઓ જોયેલી છે. કૌશિકન પાસે અગસ્ત્ય નાડી જોઈ છે અને શિવનાડી પણ જોઈ છે. શ્રી રામન પાસે અગસ્ત્ય નાડી જોઈ છે. શ્રી જૈમિની સેલ્વરાજને ત્યાં કાકભુજંદર નાડી જોઈ છે. તે ઉપરાંત વસિષ્ઠ નાડી, બોહર નાડી વગેરેનો પણ અનુભવ લીધો છે. બધાંનું ભવિષ્યકથન એકસરખું જ નીકળે છે. પણ એક નાડીમાં જે મુદ્દા હોય, તે મુદ્દા બીજી નાડીમાં જુદા આપવામાં આવેલા હોય છે.
વૈદીશ્વરન કોઈલ એ નાડીગ્રંથોનું મોટું ધામ છે. કેટલીયે ઓફીસોમાં નાડીવાંચનનું કામ ચાલતું હોય છે. સો-બસો માણસો એકી સાથે કામ કરતા હોય છે. અમે જ્યારે પરિહાર કરવા ગયા હતા, ત્યારે વૈદીશ્વરન કોઈલ ખાતે ૨૦૦૬માં કાકભુજંદર નાડી જોઈ હતી. મારી તાડપત્રી ત્યાં ખૂબ જ સહેલાઈથી મળી ગઈ હતી. આમેય મારી તાડપત્રી બધે જ સહેલાઈથી મળી જાય છે.
નાડીમાં મારું જન્મ લગ્ન કુંભ નીકળ્યું. માતા પિતાનાં નામ વગેરે નીકળ્યા. હું એ નાડી ૪૪માં વર્ષે જોઈ રહ્યો છું, એવો ઉલ્લેખ આવ્યો. તેમાં જ આગળ કથન નીકળ્યું કે ૪૫મા વર્ષે ધંધામાં નવા ભાગીદારનું આગમન થશે. તેનું નામ વિષ્ણુભગવાનના નામ પરથી હશે. પૂર્વ દિશાથી આવશે.
૨૦૦૭માં મેં નાસિક પ્રોજેક્ટ ચાલુ કર્યો. મિત્રની સાથે ભાગીદારી કરવાની વાત થઈ, મિત્ર વડોદરા આવ્યા અને એક કંપની સાથે ભાગીદારી નક્કી થઈ. મને કાક ભુજંદર નાડીના ભવિષ્યની યાદ આવી. કંપનીનું નામ હતું તિરુપતિ પ્રાઈવેટ લીમીટેડ, માલિકનું નામ હતું રાજીવ અને કંપની કલકત્તાની હતી.
શ્રી શિવભ્રુગમની પાસે મેં વસિષ્ઠ નાડી જોઈ છે. તેમાં કથન હતું કે જાતકને તેના ૪૭મા વર્ષે નારાયણસ્વામીની કૃપાનો અનુભવ થશે. મારા ઈષ્ટદેવ શ્રી સ્વામીનારાયણ છે. અત્યારે મને ૪૭મું વર્ષ ચાલે છે અને નારાયણસ્વામીની કૃપાથી સાચે જ ખૂબ મોટો ફાયદો થયો છે.

ગુજરાતમાં ત્રણ ઠેકાણે મારી ફેક્ટરીઓ ચાલે છે. નાસિક ખાતે, હૈદરાબાદ ખાતે પણ પ્રોજેક્ટો ચાલે છે. પરિહારથી મને ખૂબ જ ફાયદા થયેલા છે.

બીજો એક **Test Case** પણ કરવાની મારી ઈચ્છા હતી. જોડિયાં બાળકોનાં ભવિષ્યો અને તાડપત્રીઓ સરખા હોય છે કે જુદા એ મારે ચકાસવું હતું. એક વખત એક સંબંધીની ઓળખાણથી એક ભાઈ મળવા આવ્યા. તે પોતે વૈજ્ઞાનિક છે. તેઓ તેમની બે જોડિયા બાળકીઓનું ભવિષ્ય જોવા માગતા હતા. બન્ને બાળકીઓના અંગુઠાની છાપ લેવામાં આવી. એક બાળકીની તાડપત્રી સહેલાઈથી મળી ગઈ. તેમાં કથન હતું કે આ બાળકી જોડિયા બાળકોમાંની એક છે. પણ બીજી બાળકીની તાડપત્રી એની સાથે ન મળી. બીજા ચાર બંડલો ઉથલાવ્યા બાદ મળી. બન્નેનું ભવિષ્ય જુદું હતું. ભણતર જુદું હતું. જોડિયાં બાળકોનો જન્મસમય ભલે એક હોય, નસીબ અલગ હોય છે. કારણ કે જન્મ તો પૂર્વકર્મોના સંચિત રૂપે મળતો હોય છે. એક બાળક ગરીબની ઝૂંપડીમાં જન્મે, અને બીજું અંબાણીના ઘરે જન્મે, એની પાછળ શું કારણ હોઈ શકે છે ? સંચિત કર્મો પર જ આ જન્મના સારા-નરસા અનુભવોનો, નસીબનો આધાર રહેલો છે. આ જન્મમાં જેટલાં સારાં કર્મો થશે, એટલો વધુ સારો જન્મ ભવિષ્યમાં જરૂર મળશે.

મારી ધારણા અનુસાર મારું મકર લગ્ન છે એમ હું અત્યાર સુધી માનતો હતો. પણ મારા જ્ઞાન અનુસાર મકર લગ્ન હોય તો મારી પત્ની કર્કશા હોવી જોઈતી હતી. કારણ કે મકર લગ્ન હોય તો મારા સાતમા સ્થાનમાં કર્ક રાશિમાં રાહુ અને મંગળ આવે. તેથી પત્ની કર્કશા મળે. આ વાત સદંતર ખોટી પુરવાર થતી હતી. કારણ કે મારી પત્ની તો ખૂબ જ સારા સ્વભાવની અને ગુણિયલ છે. વળી મારે ત્યાં સંતાનોમાં પુત્રી હોવી જોઈતી હતી પણ મારે તો એક દીકરો જ છે. ૨૦૦૬ના ફેબ્રુઆરી માસની ૧૮મી તારીખે જ્યારે શિવ નાડી જોઈ ત્યારે તેમાં મારું કુંભ લગ્ન હોવાનો ઉલ્લેખ આવ્યો. એટલે મારા લગ્નસ્થાનમાં ગુરૂ આવતો હતો. તે પછી મેં થોડી ચર્ચા-વિચારણા કરી. અત્યાર સુધીનાં બધાં જ ફળકથનો કુંભલગ્ન અનુસાર સાચાં પુરવાર થયાં હતાં. મારી માતાનું તો ૧૯૯૫માં જ અવસાન થઈ ચૂક્યું હતું. માતાના કહેવા

મુજબ મારો જન્મ બપોરના ૩-૪૫નો હતો. તે પછી અમે મારી માસી સાથે વાત કરીને જન્મસમયની ચોખવટ કરી, મારી માસીએ કહ્યું કે મારો જન્મ ચાર વાગ્યાનો છે. ૩ વાગીને ૫૫ મીનીટે કુંભ લગ્ન બેસી જતું હતું. જન્મ સમયનો આપણને ચોક્કસ ખ્યાલ ન હોય તો પણ ફળકથન બદલાતું નથી.

મારી પત્નીનું સ્વાસ્થ્ય ખૂબ જ ખરાબ રહેતું હતું. તેને માટે શિવનાડીનો પરિહાર કરાવ્યો. શિવનાડીમાં તેના પરિહારસ્વરૂપ આયુષ્ય હોમ કરવાનું આવ્યું. મારી પત્નીને અઠવાડિયામાં પાંચ દિવસ સખત શરદી રહેતી. અસ્થમા હશે કે કેમ, એટલી હદે તકલીફ થતી. ડૉક્ટરોની દવાઓ બિલકુલ કારગત નીવડતી ન હતી. આયુષ્યહોમનો પરિહાર અમે ૨૦૦૯ના માર્ચ મહિનામાં કરાવ્યો. હવે એને સવા ત્રણ વર્ષ થઈ ચૂક્યાં છે. હવે તેને વર્ષમાં માંડ બે-ચાર દિવસ શરદીની તકલીફ રહે છે. આ આયુષ્ય હોમ કરવાથી આયુષ્ય અને આરોગ્યમાં જરૂર અભિવૃદ્ધિ થાય છે. ભાઈની પત્નીને પણ માઈગ્રેનની બીમારી હતી. તેમણે પણ તિરુકડાયુરમાં શ્રદ્ધાપૂર્વક આયુષ્ય હોમ કરાવ્યો અને આરોગ્ય પ્રાપ્ત કર્યું.

ઘણા લોકો એવું માને છે કે, એક વખત પરિહાર કરવાથી બધું પતી ગયું. પણ એવું નથી. કર્મો ઘણાં હોય છે. તેથી સંચિત કર્મ ફળો એકઠાં થતાં જ હોય છે. બીજી વખત પરિહાર નીકળે તો કરવો જોઈએ. મોટે ભાગે મેં જોયું છે કે ૯૯ ટકા સારાં પરિણામો મળે જ છે. ૧૦ થી ૧૫ ટકામાં થોડા ફેરફારો થાય છે. પણ એ કદાચ નાડીવાંચનમાં કોઈ ભૂલ થઈ હોય તો શક્ય છે. નાડીગ્રંથો તમિલમાં લખેલા છે. અનુવાદક એનો અનુવાદ કરે ત્યારે ભૂલ થઈ શકે છે. મેં પોતે પણ અત્યાર સુધી હજારો તાડપત્રીઓના અનુવાદનું કામ કરેલું છે. કૌશિકન તમિલમાં વાંચે છે અને મને તમિલ આવડતું ન હોવા છતાંય મને એનો અર્થ મહર્ષિની કૃપાથી સમજાઈ જાય છે. વળી, પરિહાર કરવા જતી વખતે આપણે આપણા પૂર્વકર્મોનું પ્રાયશ્ચિત કરવા જઈ રહ્યા છીએ, એવી ભાવના રાખવી જોઈએ. ઘણી વખત એવું બને છે કે, નાની નાની બાબતોમાં પૈસાને લીધે કચકચ કરવામાં આવે છે. પૂર્વજન્મોનાં કર્મોમાંથી મુક્ત થવા માટે જ્યારે આપણે જઈએ, ત્યારે આવી નાની નાની બાબતોમાં કચકચ ન થાય તો સારું. આપણે કશુંક છોડવા

જઈએ છીએ. પાપનું પોટલું ભારે કરવા નથી જતા. વળી, દરેક જાતકના નસીબમાં પરિહાર આવે જ છે. જાતકના ૧૩મા અને ૧૪મા કાંડમાં શાંતિદીક્ષા તરીકે પરિહાર આપવામાં આવે છે. દરેકના પૂર્વજન્મોના પાપકર્મો અનુસાર પરિહાર હોય છે. પરિહાર એ ખૂબ સચોટ શાસ્ત્ર છે. શ્રદ્ધાથી કરવાથી એકસોને દસ ટકા પરિણામ મળેલું જોઈ શકાય છે.

ત્રિકાળજ્ઞાની મહર્ષિઓના ચરણમાં ફરી એક વખત ભક્તિભાવે વંદન કરીને હું મારા અનુભવોનું સમાપન કરું છું.

- **નાડીશાસ્ત્રી કૌશિકનનો અલ્પ પરિચય**




શશિકાંત ઓક દ્વારા નાડી આગાહીના ક્ષેત્રમાં તેમના ઉત્કૃષ્ટ કાર્ય માટે કૌશિકન ગુરુજીનું સન્માન કરવામાં આવી રહ્યું છે.

વડોદરામાં છાણી જકાતનાકા પાસે ગોવર્ધનપાર્ક સોસાયટીમાં અગસ્ત્યનાડી કેન્દ્ર આવેલું છે. સહજાનંદ માર્કેટિંગ પ્રા. લિ.ના માલિક શ્રી નીલેશભાઈ ત્રિવેદીના સાહ્ય અને માર્ગદર્શન હેઠળ આ કેન્દ્ર ચલાવવામાં આવે છે. આ કેન્દ્રના નાડીશાસ્ત્રી શ્રી કૌશિકન છે. તેઓ ખૂબ જ કાબેલ નાડી શાસ્ત્રી છે. નાડીગ્રંથનું લેખન કૂટ તમિલમાં કરેલું હોય છે. કૂટ તમિલ લિપિ, એ પ્રચલિત તમિલ લિપી કરતાં અલગ પડે છે. જેને આપણે **short hand** તરીકે ઓળખીએ છીએ, એવી આ લિપિ છે. આ લિપિનું જ્ઞાન ગુરુકુલમાં રહીને મેળવવું પડે છે અને તાડપત્રીઓ વાંચવાની તાલીમ પણ લેવી પડે છે. વૈદીશ્વરન કોઈલ ખાતેના ગુરુકુલમાં આ તાલીમ આપવામાં આવે છે. શ્રી કૌશિકનના કુટુંબમાં પેઢી-દર પેઢીથી જ્યોતિષ તથા આયુર્વેદ—જેને સિદ્ધવૈદક તરીકે પણ ઓળખવામાં આવે છે—નું જ્ઞાન હોવાથી તેમને કૂટ તમિલ લિપિનું જ્ઞાન ઘરમાં જ મળી ચૂક્યું હતું. તેમ છતાંય તેમણે થોડા સમય માટે ગુરુકુલમાં તાલીમ લીધેલી છે.

નાડીગ્રંથ ભવિષ્યના નાડીશાસ્ત્રી તરીકે તેઓ છેલ્લા બારેક વર્ષથી સેવા આપી રહ્યા છે. તેમણે તાંબરમ તથા પલ્લાવરમ ખાતેના નાડીકેન્દ્રોમાં પણ કામ કરેલું છે. છેલ્લા પાંચ વર્ષથી તેઓ વડોદરા ખાતેના કેન્દ્રનું સંચાલન કરી રહ્યા છે.

તમિલનાડુમાંનું તિરુચેંગાડુ નામક ગામ શ્રી કૌશિકનનું મૂળ વતન છે. આ ગામ બુધગ્રહના મંદિર માટે જાણીતું છે. આજે પણ કૌશિકનના કેટલાક કુટુંબીજનો ત્યાં સેવા આપે છે. પૂજા પરિહાર કરાવે છે.

નાડીગ્રંથોનું વાંચન હંમેશા ખુબ જ પૂજ્યભાવથી કરવામાં આવતું હોય છે અને તે યોગ્ય પણ છે. આખરે આપણા પ્રાચીન મહર્ષિઓનો આ મહામૂલો જ્ઞાનવારસો છે. શ્રી કૌશિકન પણ દરરોજ સવારે બે કલાક પ્રભુ તથા મહર્ષિના પૂજાપાઠમાં વિતાવે છે. સાંજે પણ તેઓ એકાદ કલાક પૂજામાં બેસે છે. કારણ કે તેમની શ્રદ્ધા છે કે મહર્ષિની કૃપા હશે, તો જ એમના હાથે

નાડી વાંચન થઈ શકશે. અત્યાર સુધી શ્રી કૌશિકને ૭ થી ૮ હજાર તાડપત્રીઓનું વાંચન કરેલું છે. ભવિષ્યકથનનો તેમનો બહોળો અનુભવ બધાંને ઉપયોગી થઈ પડે તેમ છે.

ત્રિકાલજ્ઞાની મહર્ષિઓની કૃપાથી મને નાડીગ્રંથ ભવિષ્ય અંગેના આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ કરવાનું સૌભાગ્ય લાગ્યું છે. ભવિષ્યમાં પણ મહર્ષિઓની સેવા કરવાની તક મને મળશે, તો ખૂબ જ આનંદ થશે. અમારા ઋષિતુલ્ય ગુરુજી ડૉ. પદ્માકર વિષ્ણુ વર્તકજીના આદેશથી જ આ કામ શક્ય બન્યું છે, એવી અમને શ્રદ્ધા છે.

નાડીગ્રંથોના ભવિષ્યમાં પૂર્વજન્મનાં પાપ-પુણ્યો વિષે ખાસ માહિતી આપવામાં આવતી હોય છે. પૂર્વજન્મમાં આચરવામાં આવેલાં કર્મોનું ફળ આપણે વર્તમાન જન્મમાં ભોગવવું પડતું હોય છે, તથા ભવિષ્યના જન્મો દરમિયાન પણ એનાં સારાં-માઠાં પરિણામો આપણી સાથે આવતા હોય છે.

પૂર્વજન્મ અને પુનર્જન્મનો આ અદ્ભુત સિદ્ધાંત આપણા ઋષિઓએ નૈત્તિરિય ઉપનિષદમાં ખૂબ જ સરસ રીતે સમજાવેલો છે. સામાન્ય રીતે ઉપનિષદોના સંસ્કૃત શ્લોકો વાંચવાથી કશી જ ખબર આપણને પડતી નથી. પણ આજે ય આપણી વચ્ચે એક એવા ઋષિતુલ્ય મહાત્મા છે, જેમણે તૈત્તિરીય ઉપનિષદનો આ સિદ્ધાંત ખૂબ જ સરળ ભાષામાં, અદ્યતન વિજ્ઞાનની એરણે સાબિત કરી બતાવ્યો છે. આ લેખક પોતે **M.B.B.S.** ડૉક્ટર છે, તેમનું પોતાનું દવાખાનું તથા નર્સિંગ હોમ છે. અમેરિકાની **Ph.D.**ની માનદ્ ડિગ્રી તેઓ ધરાવે છે. વળી, અશક્ય કહી શકાય તેવી યોગસિદ્ધિથી તેઓ દિવ્ય દૃષ્ટિ પણ ધરાવે છે. વ્યક્તિઓના પૂર્વજન્મો 'જોઈ' શકે છે. તેમણે લખેલું પુનર્જન્મ અંગેનું પુસ્તક વાંચવાથી ઘણી અટપટી બાબતો ખૂબ સરળતાથી સમજી શકાય છે.

આવા ઋષિતુલ્ય મહાત્મા ડૉ. પદ્માકર વિષ્ણુ વર્તકજીના પૂર્વજન્મના સાધુસ્વરૂપનાં અમને દર્શન થયાં છે અને ધાર્મિક ગ્રંથો અંગેનું કામ કરવાનો આદેશ મળેલો છે.

'પુનર્જન્મ' પુસ્તક નીચેના સરનામે ઉપલબ્ધ છે.

નાડીગ્રંથ ભવિષ્ય

- મેધા અનિલ દિવેકર
૧, શ્રીરંગ સોસાયટી, ફતેહનગર, બેંક ઓફ બરોડાની સામે, પાલડી, અમદાવાદ. ફોન : : ૦૭૯-૨૬૬૩૦૮૨૦ - મો. : ૯૩૨૭૦૫૬૨૨૧

(શ્રીમતી મેધા દિવેકર બાદમાં ઓમ તેમના પુત્ર સાથે ન્યુઝીલેન્ડ શિફ્ટ થઈ ગઈ. એકવાર હું તેને પુણેમાં અકસ્માતે રૂબરૂ મળ્યો હતો. તે ચિતાલે બાબા (મારા ગુરુ)ને મળવા આવી હતી. તેઓ અનિલ દિવેકરના મામા હતા. તેણીએ મને નાડી ભવિષ્ય પર અન્ય કોઈ પુસ્તક અનુવાદ માટે આપવા કહ્યું. મેં અંગ્રેજી ૨૦૧૩ ની આવૃત્તિ રજૂ કરી જે પછીથી તે હસ્તપ્રતો મોકલતી હતી. મનોજ ભાઈ શિંદે સુરતના અગ્રણી સંપાદક અને કટ્ટર નાડી ભવિષ્યપ્રેમી છે. તેઓ ગુજરાતી, અંગ્રેજી દૈનિક અખબાર ચલાવે છે. લેખો સમગ્ર પુસ્તક માટે શ્રેણીબદ્ધ રીતે પ્રકાશિત કરવામાં આવ્યા હતા. કામ પૂરું થતાં જ તેની તબિયત બગડી અને તેણે આ દુનિયા છોડી દીધી. તેમના સમર્પિત કાર્યને શ્રદ્ધાંજલિ તરીકે, ૨૬માર્ચ ૨૦૨૨ના રોજ પુણેમાં એક પ્રભાવશાળી કાર્ય સાથે ઈ-બુક ઓ 100 પ્રકાશિત કરવામાં આવી છે. આ પુસ્તક તેમની હસ્તપ્રતો સાથે પ્રકાશિત કરવામાં આવ્યું છે, પ્રિન્ટેડ ફોર્મેટમાં નહીં.)



નિલેશ ભાઈ સાથે પુત્ર છે

# નવગ્રહ મંદિરોનો નકશો

નાડીગ્રંથ ભવિષ્ય

પ્રકાશકના બે બોલ...

નાડીગ્રંથ ભવિષ્ય અંગેના શ્રી શશિકાંતભાઈ ઓકના પુસ્તકની આ પ્રથમ ગુજરાતી આવૃત્તિ પ્રકાશિત કરતાં મને ખૂબ જ આનંદ થાય છે. શ્રી શશિકાંતભાઈ ઓક નિવૃત્ત વિંગકમાંડર છે. તેમની અને મારી ઓળખાણ ઈ.સ, ૨૦૦૬માં થઈ હતી.

નાડીગ્રંથ ભવિષ્યમાં અમને બન્નેને ખૂબ રસ છે, અને પ્રાચીન મહર્ષિઓ પ્રત્યે ભારોભાર આદર છે.

અમને બન્નેને નાડીગ્રંથ ભવિષ્યના અદ્‌ભુત અનુભવો થયેલા છે. માર્ગદર્શન પણ મળેલું છે. મુશ્કેલીઓમાં સાચું માર્ગદર્શન મેળવવા ઈચ્છતા સહુ કોઈને આ પુસ્તકમાંની માહિતી જરૂર ઉપયોગી નીવડશે. નાડીભવિષ્યમાં, શાંતિદીક્ષા પરિહારમાં નવગ્રહોના મંદિરોની જાત્રા જરૂરી હોય છે. તેથી એ અંગે આ પુસ્તકમાં ખાસ માહિતી આપવામાં આવી છે.

નાડીગ્રંથશાસ્ત્રીઓનાં સરનામાં પણ આપવામાં આવ્યાં છે, નવગ્રહ મંદિરોનો નકશો પણ આપવામાં આવ્યો છે, જેથી કરીને યાત્રા-પ્રવાસનું આયોજન કરવામાં સુગમતા રહે.

ત્રિકાળજ્ઞાની મહર્ષિઓના ચરણોમાં આ સેવા સાદર સમર્પિત.

નીલેશ ત્રિવેદી ફર્મ : સહજાનંદ માર્કેટિંગ પ્રા. લિ,

---

નાડીગ્રંથ શાસ્ત્ર એ આપણી સંસ્કૃતિનો તથા સાહિત્યનો અણમોલ ખજાનો છે. હજારો વર્ષો અગાઉ, આપણા મહર્ષિઓએ લાખો કરોડો લોકોનું ભવિષ્ય તમિલ તથા અન્ય ભાષાઓમાં લખી રાખેલું છે. વિંગ કમાંડર શશિકાન્તભાઈએ ઋષિઓના આ મહાન કાર્યની ઓળખાણ પોતાના ‘નાડીગ્રંથ ભવિષ્ય, એક ચમત્કાર' નામક મરાઠી પુસ્તકમાં કરાવેલી છે.

દરેક વ્યક્તિને પોતાનું ભવિષ્ય જાણવાની જિજ્ઞાસા હોય છે. માત્ર અંગૂઠાની છાપ પરથી તમને તમારું, તમારા માતાપિતાનું, પતિ અથવા પત્નીનું નામ, જન્મતિથી, વાર, મહિનો, સંવત્સર વગેરે માહિતી તાડપત્રીમાં કોતરેલી જોવા મળે, અને ભવિષ્ય પણ જાણવા મળે, તો એ ચમત્કાર નહિ તો બીજું શું છે?

---

'નાડીગ્રંથ ભવિષ્ય' પુસ્તકમાં, જિજ્ઞાસુવૃત્તિથી લોકોએ લીધેલા અને પોતાને થયેલા અનુભવો શશિકાન્તભાઈએ રજૂ કરેલા છે. નવગ્રહ મંદિરો વિશેની જરૂરી જાણકારી પણ આ પુસ્તકમાં સમાવિષ્ટ કરવામાં આવેલી છે.

આ રહ્યો ચમત્કારનો પુરાવો!

શશિકાંત

બે જુદી જુદી નાડીપટ્ટીઓમાંનો 'શશિકાન્ત' શબ્દ.

નાડી ગ્રંથ જ્યોતિષ અધિવેશન પુણે

વ્યક્તિનું જીવન એક નૌકા છે. જ્ઞાન અને બુદ્ધિ તેનું એક હલેસું છે, તો કર્મ, પ્રયત્ન બીજું હલેસું છે. શ્રદ્ધા અને આશાવાદ તેના થાંભલા છે. સઢને માથે પરમશિવતત્ત્વનું ચિન્હ છે અને સઢ પર મહર્ષિઓએ લખેલું ભવિષ્ય છે.

ગૌરવ ચિન્હ

ના, ૧૪ ઓક્ટોબર, ૨૦૦૭



# નાડી ગ્રંથ ભવિષ્ય

નાડીગ્રંથ શાસ્ત્ર એ આપણી સંસ્કૃતિનો તથા સાહિત્યનો અણમોલ ખજાનો છે. હજારો વર્ષો અગાઉ, આપણા મહર્ષિઓએ લાખો કરોડો લોકોનું ભવિષ્ય તમિલ તથા અન્ય ભાષાઓમાં લખી રાખેલું છે. વિંગ કમાંડર શશિકાન્તભાઈએ ઋષિઓના આ મહાન કાર્યની ઓળખાણ પોતાના 'નાડીગ્રંથ ભવિષ્ય, એક ચમત્કાર' નામક મરાઠી પુસ્તકમાં કરાવેલી છે.

દરેક વ્યક્તિને પોતાનું ભવિષ્ય જાણવાની જિજ્ઞાસા હોય છે. માત્ર અંગૂઠાની છાપ પરથી તમને તમારું, તમારા માતાપિતાનું, પતિ અથવા પત્નીનું નામ, જન્મતિથી, વાર, મહિનો, સંવત્સર વગેરે માહિતી તાડપત્રીમાં કોતરેલી જોવા મળે, અને ભવિષ્ય પણ જાણવા મળે, તો એ ચમત્કાર નહિ તો બીજું શું છે?

'નાડીગ્રંથ ભવિષ્ય' પુસ્તકમાં, જિજ્ઞાસુવૃત્તિથી લોકોએ લીધેલા અને પોતાને થયેલા અનુભવો શશિકાન્તભાઈએ રજૂ કરેલા છે. નવગ્રહ મંદિરો વિશેની જરૂરી જાણકારી પણ આ પુસ્તકમાં સમાવિષ્ટ કરવામાં આવેલી છે.

**આ રહ્યો ચમત્કારનો પુરાવો!**




**બે જુદી જુદી નાડીપટ્ટીઓમાંનો 'શશિકાન્ત' શબ્દ.**

**નાડી ગ્રંથ જ્યોતિષ અધિવેશન**

**પુણે**



વ્યક્તિનું જીવન એક નૌકા છે.
જ્ઞાન અને બુદ્ધિ તેનું એક હલેસું છે,
તો કર્મ, પ્રયત્ન બીજું હલેસું છે.
શ્રદ્ધા અને આશાવાદ તેના થાંભલા છે.
સઢને માથે પરમશિવતત્ત્વનું
ચિન્હ છે અને સઢ પર
મહર્ષિઓએ લખેલું ભવિષ્ય છે.

**ગૌરવ ચિન્હ**

તા. ૧૪ ઓક્ટોબર, ૨૦૦૭